

श्रीकृष्णायनमः श्रीगुरुदेवायनमः

भक्तिरेव धर्मः

# श्री कृष्णचंद्रामृत, के

## जमनादास किर्तनावळी.




લેખક અને પ્રસિધ્ધ કર્તા:-

જમનાદાસ પ્રેમજી નાથાણી






મુલ્ય એક રૂપિયો


આવૃતિ પહેલી.




કિર્તન સંખ્યા, ૩૦૦.


સંવત: ૧૯૮૪.

प्रसिद्ध कर्ता १४०७१

જમનાદાસ પ્રેમજી નાથાણી

ઠે૦ ઠક્કર વલ્લભદાસ જેરામનો માળો

ત્રીજે દાદરે, કોટ, મિન્ટરોડ નં. ૩૫-મુંબઈ નં. ૧





## કમીશનનો નિયમ.

૧૦ પુસ્તક મંગાવવાવાળાને પોસ્ટ ખર્ચ પડશે નહીં.

૨૫ તથા અધિક પુસ્તકો લેનારને ૨૦ રૂપીયા સેંકડે કમીશન આપવામાં આવશે, પોસ્ટ કે રેલ્વે ખર્ચ લેનાર ઉપર પડશે.

### આ પુસ્તક મળવાનાં ઠેકાણાં:-

ઠા૦ જમનાદાસ પ્રેમજી—ઠે૦ વલ્લભદાસ જેરામનો માળો. ત્રીજે દાદરે કોટ મીન્ટ રોડ નં૦ ૩૫ મુંબઈ નં૦ ૧.

બીજું ઠેકાણું:-મોઢ માંડલીઆ શા૦ માણેકલાલ વિશનજી. ઠે૦ ૧૯૦ સેમ્યુઅલ સ્ટ્રીટ. ખોજા ગલી માંડવી. મુંબઈ નં૦ ૩.

મુદ્રક
જયશંકર ખોડીદાસ દ્વિવેદી.
મોજ મજાહ-પ્રી. પ્રેસ.
ખટાઉ બિલ્ડીંગ-મુંબઈ ૪.

## श्री भगवानुवाच.

मच्चित:सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
तस्मादसक्त:सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोतिपुरुषः ॥



મ્હારૂં ચિંતન કરતાં, મ્હારી કૃપાથી તું સર્વ દુઃખોને તરી જઈશ.

માટે ફળની ઇચ્છા રાખ્યા વિનાજ સદા કરવા યોગ્ય કર્મ કર. કારણ કે જે પુરૂષ ફળની ઇચ્છાનો ત્યાગ કરીને કર્મ કરે છે, તે પરમપદને પ્રભુને પામે છે.

ઇન્ડીઅન આર્ટ પ્રેસ, રામવાડી પોષ્ટ, મુંબઇ. ૨.



सत्यंपरंधीमही

एकंशास्त्रं देवकी पुत्र गीत, मेकोदेव देवकी पुत्र एव ।
मंत्रोप्येकस्तस्यनामानियानि, कर्माप्येकं तस्य देवस्य सेवा ॥

# પ્રસ્તાવના.

આ અખિલ બ્રહ્માંડનાં ચાલક પરંપીતા શ્રી કૃષ્ણ ચંદ્ર ને શ્રી ગુરુદેવની કૃપાથી 'શ્રી કૃષ્ણ ચંદ્રામૃત, કે જમનાંદાસ કિર્તનાવળી' જનસમાજની સેવામાં બાહેર પાડવાને તક મળતાં શ્રી જગન્નિયંતા દળાળુ પ્રભુનો પરંઉપકાર માનું છું, અને શ્રી કૃષ્ણ ચંદ્ર ઇષ્ટ દેવનું સ્મરણુ કરી પ્રારંભ કરૂં છું.

દરીયાની લહેરી મટે, તો દરીયો સ્પષ્ટ દેખાય છે, અનેક ઉછળતી લહેરીઓમાં દરીયા દેખાતું નથી, તેમ ચિત્તમાં માયાની-ઈચ્છાઓની અનેક લ્હેરીઓ ઉછળતી હોવાથી શ્રી અંતર્યામિનું સ્ફુરણુ-બુદ્ધિયોગ-પ્રેરણાં થતી નથી, તેથી શ્રી પરમાત્માનું શુધ્ધ-સ્વરૂપનું દર્શન થાતું નથી. પણ જયારે ચિત્ત (હું) શ્રી પ્રેમસ્વરૂપ કૃષ્ણમાં (Absorbed) અનન્ય ધ્યાનથી ખોવાવા માંડે છે, ત્યારે જગત એ જગતરૂપ દેખાતું નથી, પણ સર્વ શ્રી ભગવદ્રૂપ વિશ્વ

દેખાય છે (The highest goal of true knowledge.) ને ત્યારેજ તે સ્થિર બુદ્ધિ પ્રજ્ઞા માંથી પ્રભુની કૃપાનાં જ્ઞાન પ્રકાશને સત્યનાં, પ્રેમ આનંદને ઇશ્વરિ પ્રેરણાંનાં ઝરાઓ ફુટે છે. (ઇશ્વરિ પ્રેરણાં કાંઇ સ્વતંત્ર નથી, પણ પ્રભુનાં હાથમાં છે, ને જે શ્રીગુરૂ કૃપા ભક્તિ સેવાને જ્ઞાન વડે પવિત્ર–શુધ્ધ થયેલા હૃદયમાં થાય છે.) કે જે કેવલ શ્રીભગવત્ પ્રસાદજ છે, તે કવિત્ત્વ શીખ્યાવિનાં બાહ્ય જ્ઞાન લીધા વિનાં, અક્ષરો વાંચતાં ન આવડે છતાં પણ અંતરમાંથી અખૂટ સત્ય પ્રવાહ વહ્યાં કરે, તે પ્રભુ કૃપા પ્રસાદ કહેવાય છે. જેમ નરસીંહ મહેતા મીરાંબાઈ તથા અંધ સૂરદાસ પ્રીતમદાસ છતાં એવા અનેકોનાં હૃદયમાંથી ઇશ્વરિ પ્રેરણાંનાં ભજનો અહંભાવ રહિત અવસ્થામાં સહજ લખાણાં, તે અધાપિ અમરનામરૂપે ગવાયાં કરે છે. તેવા અનેક કિર્તનો–ઉપદેશો કે જે શ્રી સ્વયં પરમાત્માએ નિજભકતોનાં હૃદયમાં પધારી શુદ્ધ સત્ય લખાવેલાં હોવાથી તે શ્રી વેદવાણીરૂપ કહેવાય છે. તેવાઓ આ ભાગ્યશાળી ભરત ખંડમાં અનેક પ્રભુનાં લાલોએ પધારી, અજ્ઞાનાંધકારના (The blackened eyes cannot see the light of God.) તથા બાહ્યરૂઢીના જુઠા વ્હેમો તથા અંધ શ્રદ્ધામાં ઉંધા માર્ગના પ્રવાહમાં તણાંતા લાખોને નીતિ ધર્મને સદાચારનાં તથા પ્રભુને વશ કરનારી અંતર સાચી ભક્તિને ધર્મનું યથાર્થ સ્વરૂપ તથા અંતર પવિત્રતા દુર્લભ નરદેહનું સત્ય ધ્યેય, લાખો દેતાં મોંઘી આયુષ્ય પાછી ન મળે (Time is more valuable than money.) તે આયુષ્યની કીંમત સમજાવી, પરસ્પર ઇશ્વરનાં તમામ બાળકો પ્રત્યે ઉપકારક ઉદારભાવ તથા બ્હેનોને સતિધર્મ, પરમાર્થ વૃત્તિની

જાગ્રતિ, સત્ય સુખ શાશ્વતશાંતિ સંશય રહિત સમાધાન, સાચું પુરૂષાર્થ, ત્રિવિધ તાપની શાંતિને મૃત્યુને તરવાનાં માર્ગો, આ લોકમાં પરમાર્થ–ભક્તિ વડે જગતમાં અમર કીર્તિ મૂકી, પરલોકમાં ઉજળે મુખે શ્રી પરમકૃમાળુ પરમાત્માના અવિનાશી વૈકુંઠધામ–ગૌલોકને પામવાનાં સરલ માર્ગો, કે જે મોટા નાના, બાઇ કે ભાઇ, રાય કે રંક ત્થા ગ્રહસ્થાશ્રમીઓને લાગુ પડે તેવું સર્વદેશી, પ્રભુ કૃપાને સહેલી રીતે પાત્ર થવાનાં માર્ગો (Law of nature) સનાતન ધર્માનુસાર ચીલા પાછા ચાલુ કરી ગયા છે, કરે છે, ને હવે પણ કરશે.

એમ ધર્મા ધર્મનો કાંટો સદા સમાન રાખવા આ ઈશ્વર રચિત ત્રિગુણાત્મક લીલામય સુંદર જગતમાં ઈશ્વરજ આ સંસાર ચક્રની ચીંતા કરી અનાદિથી ઘટમાળા ચલાવ્યા કરે છે.

વળી જે ટાણે જે દેશમાં જેવા મુક્તાત્માઓની જરૂર પડે છે, ત્યારે તે સ્થળે તેવાજ કર્મયોગી–ભક્તિવાન કે જ્ઞાનિઓ, વીર, શૂર, પ્રતાપી, આકર્ષક પ્રતિભાશાળીઓ "ममतेजोंश संभवम्" પ્રભુનાં નિર્વિકારી અખંડ ત્રિકાળાબાધિત અજન્મા શુધ્ધ સ્વરૂપમાંથી પ્રભુ જગતમાં મોકલાવ્યા કરે છે, તે તેની અગાધ લીલા નાટક અપરંપાર છે. "लोकवत्तु लीलाकैवल्यम्" તેવા પ્રભુને કરોડો વંદન હોજો. ધન્ય પ્રભુની અલૌકિક લીલા.

गोविंदकी गति गोविंदही जाने.

વ્હાલા વાંચકો, હું કવિ નથી, પંડીત વિદ્વાન્ જ્ઞાની કે બુધ્ધિમાન નથી. તેવો હોવાનો મારો દાવો પણ નથી. હું તો

સર્વ સ્વરૂપે રમી રહેલા જગત ગુરૂદેવ શ્રી કૃષ્ણ પ્રભુનો બાળક-દાસ છું. શ્રી ઈષ્ટદેવ કૃષ્ણચંદ્ર એ હૃદયમા પધારી જે કિર્તનો આ પૂતળાદ્વારા નિમિત્તમાત્ર રચાવ્યાં છે, તે તેનીજ કૃપા દષ્ટિનું પ્રસાદ છે.

આ કિર્તનાવળીમાં ભકિત-જ્ઞાન-વૈરાગ્ય-ધર્મવર્ધક વિષયોને પ્રેમોન્માદની મસ્તિ તથા વિશુદ્ધ પ્રેમથી તો છલોછલ ભરપૂર છે. રસોવૈશઃ પ્રભુ-રસ પ્રેમસ્વરૂપ છે. પ્રેમનું ફલ પ્રેમસ્વરૂપ થાવું. શ્રી કૃષ્ણ પ્રેમદોરીથીજ બંધાય છે. ભલે 'શ્રી વેદો' પ્રભુને બુદ્ધિથી પર-અગમ્ય-નેતિ-અપ્રગટ કહે, ભલે પ્રભુને સો કોઈ સર્વશકિતમાન કહે, ને તે યોગ્યજ છે. પણ અનન્ય પ્રેમયોગીઓ તો સ્વાનુભવથી કહે છે કે, પ્રભુમાં એ શકિત નથી કે, સાચા પ્રેમીભકતોને સતત ભકિત, સેવા, નામ જપ, સત્સંગ-શરણમાં મચેલા રહેનાર પાસે પ્રભુ ગુપ્ત-અપ્રગટ રહી શકે ! તે ભકત વત્સલ પ્રભુની કૃપાજ છે. જેમ વ્યવહારમાં પણ બહુ પ્રેમી પાસે કોઇપણ ગુપ્ત વાત હૃદય ખોલીને કહ્યા વિના રહી શકાતી નથી. તેમ પ્રભુ, પોતાનાં અનન્ય પ્રેમીઓ પાસે દર્શન આપ્યા વિના ઘુંઘટમાં-યોગમાયામાં છીપા રહી શકતા નથી. શ્રી મુખનાં વચનાં મૃત છે કે 'यत्रमद्भक्ताः गायंति तत्रतिष्ठामिनारद ॥' જ્યાં યા દીત્યાં એનું મકાન છે, જ્યાં ભકતો ત્યાં એની દુકાન છે. જ્યાં વેદ પહોંચતા નથી, ત્યાં અનન્ય પ્રેમ પહોંચાડે છે. **જયપ્રેમઃ**

(પ્રેમ એટલે સ્વાર્થી મોહનું પ્રેમ-નીચ મોહ-આસકિત નહીં, પણ વિશુદ્ધ પ્રેમ તેજ સાચી પ્રેમભકિત છે.) જેમાંથી બાર આનાં શુદ્ધ પ્રેમભકિત ને સેવા ઉપર જોર છે, ને ચાર આના જ્ઞાન વૈરાગ્ય

ઉપર રચેલાં છે. શ્રી ભગવત્ પ્રાપ્તિમાં મુખ્ય સાધન પ્રેમભક્તિજ છે. બાકીના સાધનો ગૌણ છે. જેમ લગ્નમાં વર ને કન્યા એ તો મુખ્ય સાધન જોઇએજ, અને બાકીના વર કન્યાના સગા સંબંધી ઓ એતો ગૌણ સાધન છે. વળી આ કિર્તનાવળીમાં શ્રી વેદો-ઉપનિષદો–Vedic Philosophy શ્રીમદ ભાગવત–પુરાણ–શ્રીમદ ભગવદગીતા શ્રીમદાચાર્યજી મહાપ્રભુજીનાં શ્રી સુબોધિનીજી શીક્ષાપત્રનાં વચનાંમૃતનુ સારનું પ્રભુદત્ત બુદ્ધિ પ્રમાણે ટુંકુ મંથન છે, તથા અનેક અનુભવી સત્પુરૂષો તથા શ્રી ગુરૂની કૃપા પ્રસાદી છે. તેમ આ કિર્તનો આપણા સનાતન ધર્માનુસાર તથા અનુભવનો વિષય છે. વળી કોઇપણ ધર્મની કે વ્યક્તિની કિંચિત પણ નિંદા કે આક્ષેપ છેજ નહીં. કેવળ સમાધાનનું વિષય પ્રતિપાદિત છે. અને સર્વદેશી દરેકને લાગુ પડે તેવા આત્મોન્નતિવર્ધક કલીમલ ધોનારા તથા કલ્યાણને દર્શાવનારા–બુદ્ધિમાં પ્રકાશ પાડનારા–સુતેલાને જગાડનારા–Will Power વીરતા પુરુષાર્થને મહત્ત્વાકાંક્ષા પ્રગટાવનારા છે. ગાનાર કે સાંભળનારનાં હૃદયમાંથી પ્રભુ પ્રેમના હરિરસની ધારાનાં ઝરાઓ ફુટે છે.

વળી હવેલીઓ કે મંદીરોમાં સ્તુતિરુપે તથા દરેક સ્થળે ચાલતા સત્સંગોમાં પૂર્ણ ગાવા લાયક છે. જેમ ચંદનને વારંવાર ઘસવાથી સુવાસ વિશેષ ફેલાય છે, તેમ આ ભજનોને વારંવાર ગાવા–સાંભળવાથી ભક્તિ Full Faith શ્રદ્ધા વિશેષ દઢ થશે, ચિત્ત પ્રસન્ન થશે, ચિંતા ઉદ્વેગ–વૈર–કલેષ ટળી જશે, વિવેક વધશે, નવાં પાપો અટકશે, વર્તમાન કરણી સુધરશે અને ઇશ્વરની નિકટ ને નિકટ જીવાત્મા જતો જશે, ચારે વર્ણાંશ્રમ ધર્મવાળા-

ને લાગુ પડે તેવા, તેમાં પણ ગ્રહસ્થાશ્રમીથી પાળી શકાય તેવા, આ કિર્તનો છે. Charity Begins at Home

જેમ મદોન્મત્ત હાથીને અંકૂશ રાખનાર માવત જોઇએ, મસ્ત ઘોડાને ચાબુક જોઇએ, તેમ જયારથી સૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, ત્યારથી જીવાત્મા પ્રભુથી વિમુખ થઇ ' પુનરપિજનનં પુનરપિ મરણં, 'રૂપ ભવરોગમાં વિષય વાસનાથી કામી ક્રોધી મનની સલાહથી લક્ષ્ય ચોરાશી યોનિમાં જીવ એકલો ભટકે છે, ને તેમાંથી છુટવા દુર્લભ માનવ દેહમાં પ્રભુ કૃપાથી આવેલો છે, છતાં વિષયીમન વિષયીને પામરતામાં અનાદિ કાળની અવિદ્યાથી પાપોમાં જાય છે, તો તેવા મનને કડવી દવા-જ્ઞાન વૈરાગ્યનાં ચાબખાની જરૂર પડે છે, તો કયાં કયાં કડવા ચાબખાનાં મનને મારવાનાં ભજનો પણ છે.

આપણા મુલ આચાર્યો, ને ઇશ્વર કૃત સનાતન હિંદુ ધર્મ શાસ્ત્રોએ (૧) પ્રેમથી (ભકતોને) [૨] લાલચથી [સ્વર્ગાદિ ચૌદ-લોકોનું સુખને પુન્યનું ફલસુખ આ લોકમાંજ ધન સ્ત્રી પુત્ર કીર્તિ વિગેરે] ને [૩] ભય-[આમ નહીં કરશો તો જમ અમુક નરકમાં નાખશે, મૃત્યુ પછી શરિર સ્મશાનમાં બળીને રાખ-ભસ્મ થઇ વાની ઉડી જાશે, વગેરે]થી દેખાડી શાસન કરી જીવાત્માને શ્રી પરમાત્મા-મૂલ નિજઘર તરફ વાળે છે, તેવીજ ઢબનાં આ કિર્તનો છે.

આ પુસ્તકનાં કિર્તનો ભિન્ન ભિન્ન રાગ રાગણીઓમાં ગવાય છે. એક એક રાગમાં ચાર, છ, આઠ, દશ, વીશ ને તેથી વધુ ગઝલ-કવાલીઓ છે. જેમકે આશાવરી, બિહાગરો, હોરી, ભૈરવી, ગઝલ કવાલી, સોરઠ, મશીંયા કેદારો, લાવણી, ઠુમરી, માઢ,

સોયણી, ઘોળપદ, બહેનોને ગાવાનાં રાસુડાઓ, સતિ ધર્મ વિષયનાં, દરબારી કહાનરો, પીલુ, જંગલા, ગોડી, ભુજંગી છંદ, રામગ્રી, શાર્દૂલ વિક્રીડિત, સવૈયા, બરહંસ ધમાલ, બરવા લાવણી, ઉરદુ ખ્યાલ, ધનાશ્રી, ઠીંઠી, પહાડી ગઝલ, પ્રભાતિયા, સાતવાર, પંદર તિથિ, ત્રોટક છંદ વગેરે છે. ઘણા ખરા ગુજરાતી ભાષામાં છે, કેટલાક હિંદીમાં ને થોડાક ઉર્દુ ભાષામાં છે.

પ્રભુની કૃપા તો સૌપર સમાન છેજ, પણ અધિકાધિક કૃપા પાત્ર થવાનાં માર્ગો આ કિર્તનોમાં સ્પષ્ટ સમજાવેલા છે.

આ કિર્તનો તદ્દન નવાં તથા આપણા વેદીક સનાતન ધર્માનુસારનાં છે. બહારથી કોઇનાં લીધેલાં નથી. જેમ અમૃત બિંદુ પીધાં પછી કોઇ વસ્તુની ઇચ્છા રહેતી નથી. મન તૃપ્ત થાય છે, તેમ જેનાં દર્શન પછી કાંઈ જોવાનું બાકી નથી, જેને પ્રાપ્ત કીધાં પછી કશું પ્રાપ્તવ્ય નથી, જેના લાભથી અધિક ચૌદ લોકમાં કોઈ લાભ નથી, જે સુખ અવિનાશી આનંદથી અધિક કોઇ આનંદ નથી, જેને જાણ્યા પછી કશું જાણવાનું બાકી રહેતું નથી, જેની કૃપા થતાં સર્વની કૃપા થાય છે, ને કોઈ વસ્તુ દુર્લભ રહેતી નથી, તેજ અખિલ બ્રહ્માંડનાં દેવાધિદેવ શ્રી કૃષ્ણચંદ્ર પ્રભુ છે, તેનીજ કૃપા પ્રસાદથી તેનાંજ હુકમથી આ કિર્તનો હોવાથી આ પુસ્તકનું નાંમ ' શ્રી કૃષ્ણ ચંદ્રામૃત કિર્તનાવળી ' રાખ્યું છે, કરનાર કરાવનાર એકજ પ્રેરક મહાન ગુપ્ત આધશકિત પળદા પાછળ અંતર દિવ્ય સૃષ્ટિમાં બિરાજી, સર્વજીવ માત્રને છ છ આનાનાં પૂતળાની માફક ચાવી આપી કર્માનુસાર બુદ્ધિને ફળ આપી નાચ નચાવી રહી છે, ત્યાં મનુષ્ય તો નિમિત્તમાત્ર

છે, તેથી નિમિત્ત કારણ 'શ્રી કૃષ્ણચંદ્રામૃત કે જમનાદાસ કિર્તનાવળી' નામ રાખ્યું છે.

શ્રી શુકદેવજી બીજી કિર્તનભક્તિથી તથા શ્રી ભગવાનનાં મન દેવર્ષી શ્રી નારદજી તથા બીજા અનેક ભગવદિયો કિર્તન–ભજનાનંદ વડે શ્રી ભગવદરૂપ થયાં છે, આ દિન કિંકર પણ બે ચાર શબ્દો કિર્તનો રૂપે હરીગુરૂ વૈષ્ણવોની સેવામાં તથા આત્મતૃપ્તિ અર્થે ગાઈ રાજી થાય છે.

સુજ્ઞ ભજનાનંદ પ્રિય વ્હાલા નિજાત્મ બંધુઓ, આ કિર્તનોમાં જે જે ગુણ હોય તે પ્રભુગુરૂની પ્રસાદી છે તેને તૃપ્તિ પર્યંત પી લઈ, અવગુણ તરફ [ તે દોષ મારો છે ] હંસ દષ્ટિથી ક્ષમા આપી શ્રી વિશ્વપિતા પ્રભુના આ એક બાળક દાસ પ્રત્યે સ્નેહભાવે ભારતના નિર્દોષ પ્રભુ પ્રેમીઓની સેવામાં અર્પણ થયેલ આ કિર્તનો સ્વીકારી પ્રેમને ઉદાર ચિત વાપરવા સર્વ પ્રભુપ્રેમી-ભાઇ બ્હેનોને નમ્ર વિજ્ઞપ્તિ કરૂં છું.

શ્રી ભક્તવત્સલ પ્રભુની દયાથી 'श्रीभक्ति-अमृत' નામનાં પુસ્તકની ત્રણ આવૃત્તિઓની ૬૩૦૦ સો નકલો વારંવારની હદ ઉપરાંતની માંગણીથી જનસમાજની સેવામાં ત્રણ વર્ષમાં પ્રભુપ્રેમીયાઓને અમૂલ્ય ભેટ તરીકે વ્હેંચાઈ ગઈ છે, જેમાં આ કિર્તનાવળીનાં ૨૦ કિર્તનો છપાવેલાં છે.

છેવટ, સર્વ મનુષ્યો ઉદાર આત્મબંધુપ્રેમે સંપથી રહી ઉન્નતિ ધર્મને ભકિતકર્તા થાઓ, ને સૌનું કલ્યાણ કરો, એવી શ્રી દીનાનાથ દયાળુ મહાન પરમેશ્વર પ્રેમ સ્વરૂપ પુરૂષોત્તમ પરમાત્માનાં પતિત પાવન પવિત્ર ચરણ કમળમાં બે હાથ ને માથું મુકી આર્દ્રવિનંતિ કરૂં છું.

શ્રી સુંદર પરમાત્માએ સુંદર સૃષ્ટિ રચી છે. તેનાં પ્રત્યેક નિર્માણો પણ સુંદરજ છે. તેનાં સુંદર પ્રેમીઓને આ સુંદર કિર્તનાવળીમાં સુંદરતાજ દૃષ્ટિગોચર થશે. સાથે શ્રી સુંદરશ્યામે કૃપા કરી આપેલી સુંદર તકનો લાભ લઇ સુંદર હક્ક [ જન્મોજન્મ પ્રભુનાં બની જાવું અરે ! તેનાંજ છીએ] પછી સુંદર.

**ઓમ્ શાંતિ: દિવ્ય પ્રેમ: આનંદ:**

ઠક્કર મોનજી લક્ષ્મીદાસનાં સુપત્નિ તે બાઇ પુરબાઇ. તે બ્હેનને શ્રી પરમાત્માએ સદ્બુદ્ધિ આપવાથી આ પુસ્તક છપાવવામાં તે માતાજીએ ઘણી સારી મદદ કરી છે, જેનો અત્રે પરં આભાર માનવા ઉપરાંત શ્રી દયાળુ પ્રભુ સર્વને મનવાણી કાયા આયુષ્ય ને શકિત પરોપકારમાં વાપરે એવી સદ્બુદ્ધિ આપો.

કોઇ પણ સુજ્ઞ વાંચકને આમાં દોષ જણાય, [ યા અર્થ ન સમજાય તેણે ખુશીથી પુછાવવું.] તેણે કૃપા કરી લેખકને લખવું, જેથી બીજી આવૃત્તિમાં ધ્યાન આપી યોગ્ય સુધારો થઈ શકશે.

સં. ૧૯૮૪ની શ્રી રાંમ જયંતિ તા૦ ૩૦ માર્ચ ૧૯૨૮.

લેખક:—**દાસાનુદાસ જમનાદાસ પ્રેમજી નાથાણી.**

ઠે. ઠા. વલ્લભદાસ જેરામના માળામાં. નં. ૩૫.

ત્રીજે માળે કોટ, મીન્ટ રોડ,

**મુંબઈ, નં. ૧.**



# કિર્તનોની અનુક્રમણિકા




દાસાનુદાસ જમનાંદાસ પ્રેમજી નાથાણી.

Lakshmi Art. Bombay, 8.

# શુધ્ધિ પત્ર

—:૦:—

**સૂચના**—નીચે પ્રમાણે સુધારી પછીજ પુસ્તક વાંચવાની શરૂઆત કરવા નમ્ર વિનંતિ છે.

| પાનું | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧ | ૪ | દળાળુ | દયાળુ |
| ૩ | ૪ | પરમ કૃમાળુ | પરમ કૃપાળુ |
| ૮ | ૧૦ | [ પારો છે ] | [ મારો છે ] |
| ૩૦ | ૧૮ | લાગી તે છુટે, | લાગી તે ના છુટે |
| ૫૭ | ૬ | હોય, તે | હોય તો, |
| ૫૭ | ૧૦ | પ્રેમનીરી છે બલીહા, | પ્રેમની છે બલીહારી |
| ૫૮ | છેલ્લી | દેહ તોડી | દેહ જોડી |
| ૬૩ | છેલ્લી | એજ જાદુ | અજબ જાદુ |
| ૬૭ | ૫ | વિનાની થીગડો | સાંધો થીગડો |
| ૬૭ | ૫ | વિની | વિનાની |
| ૭૦ | ૬ | પુતળાં ૈસા | પુતળાં સૌ |
| ૯૬ | ૯ | વાડી | વાતડી |
| ૧૧૨ | ૩ | ામ કૃષ્ણ | રામ કૃષ્ણ |
| ૧૧૫ | ૩ | તા નંદલાલો રે; | તારે નંદલાલો; |

| પાનું. | લીટી | અશુધ્ધ | શુધ્ધ |
|---|---|---|---|
| ૧૪૧ | ૯ | પલટાઇ; | પટલાઇ, |
| ૧૫૮ | ૭ | વૃધ્ધમાં | વૃધ્ધામાં |
| ૧૫૯ | ૨ | રોકી, | રોગી, |
| ૧૬૯ | ૧૨ | હવે ઓછું | હવે તે ઓછું |
| ૧૮૩ | ૪ | ઉપર પ્રેમ | ઉર પ્રેમ |
| ૧૮૮ | ૧ | ધોળ, ૩. | ધોળ, ૨. |
| ૨૧૮ | ૧ | ઘડીએ એક | ઘડી એક |
| ૨૨૭ | ૫ | તૃષ્ણા | તૃષા |
| ૨૨૮ | ૧૫ | ઉંઘમેં | ઉંધમેં |
| ૨૩૧ | ૧૬ | ક્ષન્મમેં | જન્મમેં |
| ૨૩૩ | ૩ | બિનાંનનકો | બિનાં નકો |
| ૨૩૩ | છેલ્લી | કોઇક | કઇક |
| ૨૩૪ | ૧ | ક્રાધ | ક્રોધ |
| ૨૩૬ | ૧૦ | સુંદર | સુંદર |
| ૨૩૭ | ૯ | તારણહારી; | તારણુહારી; |
| ૨૩૭ | ૧૩ | દાસ; | દાસી; |
| ૨૩૭ | ૧૫ | રેડજે સાગર | રેડજે ગાગર |
| ૨૩૮ | ૧૨ | ઉડાડે | ઉડાડો |



# અર્પણ પત્રિકા.



હે શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્મા શ્રી જગદ્ગુરૂ ઇષ્ટ દેવ પ્રભુ
આપની કૃપાનું વર્ણન મારી તુચ્છ વાણી વદી
શક્તિ નથી. આપે કૃપા કરી જે શ્રી કિર્ત-
નોની પ્રેરણા કરી છે, તે આપશ્રીનીજ
પ્રસાદી દાસ્ય ભાવે ચરણ શરણ
રહી આપશ્રીનાં ચરણ
કમળમાં અર્પણ કર-
વા પ્રેરાઉં છું, તે
અંગીકાર કરી-
ને કૃતાર્થ ક-
રવા કૃપા
કરશો
જી.

શ્રી કૃષ્ણાર્પણ મસ્તુ.



# પુષ્પાંજલી.

—:⊠:—

રાગ-ભૈરવી. થઇ પ્રેમ વશ જેવું.

**જ** ગતે તું-જગદીશ સાર;
**મ** હુમય કૃષ્ણે બલીહારરે. જગતે.
**ના** તરસાવ પ્રગટ થા હૃદયે, જીવન નંદકુમાર;
**દા** સને દયા દેનાર, નિજજનને કર ભવપારરે—જગતે.
**સ** હાય થઈ ઓ શ્રીજી.સમરથ, પુષ્પાંજલી અર્પું આવાર
**પ્રેમજી** સુતનો આધાર, છું હું દીન ઉ ઉદ્ધારરે—જગતે.

═══ ═══

પ્રભુ પ્રાર્થના—

ગઝલ

ભલે પ્રભુ પ્રાણ આ લેજે, પણ કુબુધ્ધિ ના દેજે,
મને ઘટમાં ખરૂં કે'જે, હૃદયમાં તું વસી રેજે.

═══ ═══

## પોતાના મનને.

કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ-કૃષ્ણ, કહો રે મન મેરે,
કોટી જન્મ કષ્ટ પાપ, છીનમેં જાય તેરે.

—═══—



श्रीकृष्णायनमः

अथ

## श्रीकृष्णचंद्रामृत, के जमनादास किर्तनावळी प्रारंभः ।

### રાગ–સીંહાનો કહાનરો.

૫. કિર્તનો સુધીનો એકજ રાગ

(ઘર જાને દે છાંડ દે મોરી બૈયાં, યા, મન મેલ હવે મગરૂરી જેવું રાગ)

શ્રીકૃષ્ણ કૃષ્ણ બોલો ભૈયા, શ્રી કૃષ્ણ-કૃષ્ણ બોલો ભૈયા;
કૃષ્ણ નામસેં કૃષ્ણ ધામમેં, પ્હોંચે નર ઓર મૈયા=શ્રીકૃષ્ણ

કૃષ્ણ ચરણમેં શરણ હો જાનાં, કૃષ્ણ સ્વરૂપ મેં ડૂબૈયાં,
રસસ્વરૂપ શ્રી કૃષ્ણ ચંદ્રજી, શ્રી ઈષ્ટ દેવ કનૈયા=શ્રીકૃષ્ણ.

વૃંદાવનમેં ગોપીયન સેં, સુંદર રાસ રચૈયા;
સકલજગત કુ જો આકર્ષે, મનોહર મનકુ હરૈયા=શ્રીકૃષ્ણ.

સકલ બ્રહ્માંડ નચાવત હે જો, ભક્તકુ સબ સુખ દેવા,
મન વાંછીત ફલ દીયા કૃષ્ણજી, સકામીકુ રૂપૈયા=શ્રીકૃષ્ણ

દૈવોધ્ધાર કરે પુરૂષોત્તમ, ઓર શરણના જૈયા;
કૃષ્ણ પધારી 'જમનાદાસ' કે, ઘટમેં બંસી બજૈયા=શ્રીકૃષ્ણ.

## રાગ-સીંહાનો કહાનરો.

પ્રેમ રસાયન બુટી, કૃષ્ણ, પ્રેમ રસાયન બુટી;
પ્રભુ પ્રેમ પી ઘુંટી, વહાલા, પ્રેમરસાયન બુટી=કૃષ્ણ.
ત્યાં સુધી પીપી આપુ પીલે, જ્યાં સુધી છે જીવમાં જી,
જીવ દેહથી ચાલ્યું જાશે તો, કોણ તને કહેશે પી ?=કૃષ્ણ
મીઠી મધુરી પ્રેમ પ્યાલી પી, સફળ કરી લે કાયા;
રસબસ એકાકાર બની જા, પ્રેમની શીતલ છાયા=કૃષ્ણ
પ્રેમ સાગર પ્રભુ નામની, જપજે ઉરમાં માળા;
પ્રેમાનંદ રસોવૈશઃ પ્રભુ, ભકિત નિર્દોષ બાળા=કૃષ્ણ.
મરીને જીવે તે મર જીવો, શ્યામ પ્રેમે ગુલતાન;
'જમનાદાસ' ચરાચર દેખે, શ્રી, વાસુદેવ ભગવાન=કૃષ્ણ



## રાગ-સીંહાનો કહાનરો.

જડી બુટ્ટી.

ગુરૂ ગમની જડી બુટી, વ્હાલા, ગુરૂ ગમની જડી બુટી;
જોયુ ચકાચક લુંટી વ્હાલા, ગુરૂ ગમની જડી બુટી=વ્હાલા
પીયે તેનાં નેણાં પલટાયે, અશુભ જોવા આંખ ફુટી
ચરાચરમાં તુંહીતુંહી કૃષ્ણ, ગુરૂ છે પ્રભુ વિભુતિ=વ્હાલા
'ગોકુલ ગાંવનો પેંડો હી ન્યારો, પ્રીતમ પ્રેમની પુષ્ટી,
અગમ્ય, ગમ્ય કીધું ગુરૂ દેવે, છતમાં મારી મુષ્ટી=વ્હાલા

આધિ અપારને વ્યાધિ વખારો, પાપની કોઠી ફુટી;
પ્રેમ સમાધીમાં ટળી ઉપાધી, 'જમનાદાસ' પી ઘુંટી=વ્હાલા



રાગ-સીંહાનો કહાનરો

હરિ રૂપ હરિ જન જાણો, હરિ રૂપ હરિ જન જાણો;
છે શ્રુતિ સ્મૃતિયે પ્રમાણો, હરિ રૂપ હરિ જન જાણો=હરિ

વનમાં પણ માયા વળગે છે જગમાં પ્રભુને જાણો;
તનમાંથી જો મન છુટે તો જીત્યો તે જન શાણો=હરિ

ભરપુર મોહ ભરેલા જગમાં, લાલચુ નર લપટાણો;
મોહ ગયો જેનો અંતરથી, કાળે નથી ચબાણો=હરિ

કૃષ્ણ ચરણ અનુંરાગી જે જન, સેવા માટે વેચાણો;
સફળ થઇ છે તેની કાયા, જગમાં તેજ કમાણો=હરિ

મળે હરિ જન જેને સાચા, પ્રભુ કૃપાનો ટાણો:
સત્ય રૂપમાં એક કરાવે, 'દાસ' પ્રભુમાં માણો=હરિ



રાગ-સીંહાનો કહાનરો

શ્રી પરમેશ્વર નથી છેટે, શ્રી પરમેશ્વર નથી છેટે,
ફુલોમાં સુગંધ પેઠે, શ્રી પરમેશ્વર નથી છેટે=શ્રી

જ્ઞાન દ્રષ્ટિને જે દેખાયે, કહ્યું ગુરૂને સંતે,
હરિ ગુરૂને શ્રી સંત એક છે, સાને સમજી ચેતે=શ્રી

અનન્ય ભાવેં જ્ઞાનની લાલી, પ્રેમે ચડી જો ચિતે
મસ્ત બનાવી ભેદ ભુલાવે, હરિરસ પીતે પીતે=શ્રી
પુન્ય પુંજથી ભાગ્ય પ્રતાપે. જો શ્રી સદ્‌ગુરૂ ભેટે,
જન્મ મરણનાં બંધન કાપી, મળે હરીને હેતે=શ્રી
સમદ્રષ્ટિ જો ઉદય થાયે, ઉપદેશ તત્વનું લેતે,
'જમનાદાસ' સુખ સમજમાં, દીવો ઘટમાં પ્રગટે=શ્રી.



## રાગ ગઝલ કવાલી

૧૩ કિર્તનો સુધી એકજ રાગ.

જગતનાં નાથની કરૂણા, તણા લીધા છે પરવાના,
ગોવિંદનાં ધામમાં જાવા, વચ્ચે જમડાશું નડવાના-જગ૦
નથી જો દિલમાં માયા, પછી તો શાથી ડરવાના ?
નાથની દિવ્ય લીલા જોઇ, સુખે નિર્ભય ફરવાના-જગ૦
લીધું શરણું શ્રી કૃષ્ણતણું, હવે નિશ્ચે ઉગરવાના;
દુ:ખાલય આ જગતમાંહી, હવેના જન્મી મરવાના-જગ૦
ઠોકરને ખાધાવિણ ઠાકોર; જીનાં ઠામે ઠરવાના
સ્વજન માન્યા ગુરૂસંતે, હો સેવા ધર્મ કરવાના-જગ૦
પીધા છે પ્રેમના પ્યાલા, શ્રધ્ધાનાં નાવે તરવાના
હરિ ગુરૂ ભક્તિનાં 'જમના, દાસ' ભંડાર ભરવાના-જગ૦

## રાગ ગજલ કવ્વાલી

### હૃદયનાં વિશુદ્ધ પ્રેમીને કીંમતિ આંસુ.

હૃદયના નાથનાં પ્રેમે, વહે છે કીંમતિ આંસુ,
આંસુડા છો ભલે ટપકે, વહે છે કીંમતિ આંસુ-હૃદયના

પ્રભુના ન્યારી દરબારે, પ્રેમીનાં સંગમાં જાશું;
ગમારો ના કદી જાણે, વહે છે કીંમતિ આંસુ-હૃદયના

અંગ પડતાં જુદા છોને, છતાં એ આંસુમાં ન્હાસું;
લુછનારો નથી એ વિણ, વહે છે કીંમતિ આંસુ-હૃદયના

કદી વચ્ચે મરણ આવે, છતાંએ નાથને ન્હાસું,
ખસે ના એ છબી દિલથી, વહે છે કીંમતિ આંસુ-હૃદયના

હૃદયનું ન્હાવ સોંપ્યું છે, ભાગ્યની બાજીનું પાંસુ,
નાથ એ ન્હાવને હાંકે, વહે છે કીંમતિ આંસુ-હૃદયના

મળે જો વૈદ્ય એ સાચો, પ્રભુ સંગાથ હાં થાશું,
'જમનાંદાસ' આંસુને, લુંછે તે કીંમતિ આંસુ-હૃદયના



## રાગ-ગઝલ કવાલી

### હૃદયનાં તાર જુદાં છે.

પ્રભુનું પ્રેમ જો પ્રગટે, પ્રેમના તાર જુદા છે,
નથી એ પ્રેમ શાસ્ત્રોમાં, હૃદયનાં તાર જુદાં છે-પ્રભુનું

પ્રેમ ત્યાં ભેદ હોયે ના, એ મારૂં તારૂં જોયે ના;
બીજામાં વૃત્તિ મોહે ના, હૃદયના તાર જુદાં છે-પ્રભુનું

અજબ જાદુ છે હૈવિપ્રેમ, નથી એ પ્રેમમાં કંઇ નેમ.
નથી નિભાવવું જેમતેમ, હૃદયનાં તાર જુદાં છે-પ્રભુનું

બધા કુળને એ તારે છે, બધાં પાપોને બાળે છે,
પ્રેમી સૌને ઠારે છે, હૃદયનાં તાર જુદાં છે-પ્રભુનુ.

પ્રેમમાં સ્વાર્થ નથી હોતો, પ્રેમ પદાર્થ સૌ મોટો,
મળે ના એનો ક્યાં જોટો, હૃદયના તાર જુદાં છે-પ્રભુનું

હૃદયનાં પ્રેમની યારી, મરી ફીટે બલીહારી,
'જમનાંદાસ' ઉપકારી, હૃદયનાં તાર જુદાં છે-પ્રભુનુ



રાગ-ગઝલ કવાલી

પ્રભુની પાઠશાળામાં.

આલમ સારી મેં જોઇ, અમારૂં ના સગું કોઇ,
શીખ્યા આ સત્યમાં મોહી, ગુરૂની પાઠશાળામાં-આલમ

ત્રિવિધી તાપની હોરી, ફોડી પાપની ગોરી,
બાંધી પ્રેમની દોરી, હરિની પાઠશાળામાં-આલમ

હૃદયનાં નાથને દીધું, 'હું' વેચી 'શ્રીહરિ' લીધું;
અમિરસ પ્રેમનું પીધું, પ્રેમની પાઠશાળામાં-આલમ

કીલ્લા ભેદનાં તુટે, નથી 'હું' જમ શું લુંટે?
લગન લાગી તે છુટે, સંતની પાઠશાળામાં-આલમ

સત્સંગે મેલને ધોયાં, અહુંમમ સ્વાર્પણે ખોયાં,
શ્યામનાં રૂપમાં મોહયાં, શ્યામની પાઠશાળામાં-આલમ

ભકિત જમુનાએ નવરાવ્યો, જ્ઞાન ગંગાએ ખવરાવ્યો,
'જમનાદાસે' ગવરાવ્યો, પ્રભુની પાઠશાળામાં-આલમ.



## રાગ-ગઝલ કવાલી

### દરેકનાં સુખ જુદાં છે.

સદા જો ધ્યાન વ્હાલાનું, પછી શી મુકિતની પરવા?
વિરહ છે નંદલાલાનું, રહ્યાં શા ધર્મને કરવા?-સદા

કોઇ મસ્તાન વાડીમાં, કોઈ ગુલતાન લાડીમાં,
કોઇ સુલતાન ગાડીમાં, જાય સુખ માનીને ફરવા-સદા

કોઇને સુખ ખાવામાં, કોઇને સુખ પીવામાં,
કોઇ સુખ માને વીવાહમાં, કરે શ્રમ દુઃખે નિસરવા-સદા

કોઇને સુખ છે ધનમાં, કોઇ સુખ માને છે તનમાં,
કોઇ તપ આદરે વનમાં, શ્રમ સૌને સુખે ઠરવા-સદા

સૌનો સુખ જુદો છે, માયાના કુપ ઉંડા છે,
દુર્જનનો સંગ ભુંડો છે, બાચકા દુઃખના ભરવા-સદા

'જમનાદાસ' તારૂં સુખ, ધ્યાનમાં નિત્ય જો શ્રીમુખ,
ભકિત શરણ સેવા ભુખ, કૃપાની કમાણી તરવા-સદા



## રાગ-ગઝલ કવાલી.

પ્રભુ તું અંધકારોથી, છોડાવી,પ્રકાશે લઇ જા;
અસતથી તું મુકાવીને, દિલમાં સત્યને દઇ જા=પ્રભુ.

અશુધ્ધિને હવે બાળી, વિશુધ્ધિને જમાવી જા;
વાસના મેલને ટાળી, નિરાશામાં સમાવી જા=પ્રભુ.

મોહના પ્રેમને દાબી, ભક્તિ પ્રેમ સ્થાપી જા;
બાહ્ય આધાર તોડાવી, તુજ આધાર આપી જા=પ્રભુ.

ભેદ દ્રષ્ટિને ફોડીને, દિવ્ય દ્રષ્ટિને ખોલી જા;
પધારી 'હું' ઠેકાણે 'તુ' જમનાદાસે બોલી જા=પ્રભુ.



## રાગ-ગઝલ કવાલી.

પ્રભુની પ્રેમ જ્યોતિઃમાં.

સફળ તો તેની કાયા છે, પ્રેમનાં કુંડે નાહયા છે;
અઢી અક્ષર શમાયા છે, પ્રભુની પ્રેમ જ્યોતિ:માં=સફળ

ધરીને પ્રેમની પાંખો, ઉડી આકાશમાં ચાખો,
ઉઘાડે જ્ઞાનની આંખો, અતિ બલ પ્રેમ જ્યોતિ:માં=સફળ

અજબ આનંદની મૂર્તિ, પ્રેરક પ્રેમની સ્ફુરતી;
અભેદા નંદની સુરતી, પ્રેમની દિવ્ય જ્યોતિ:માં=સફળ

પત્ર લખવું નથી પડતું, હોય જો દૂર તો લખ, તું;
તનમન નેણમાં જો તું, અંતર આત્મ જ્યોતિમાં-સફળ

હૃદયમાં તે બિરાજે છે, દુંદુભી નાદ ગાજે છે;
પ્રેમ અંજન આંજે છે, જગત છે પ્રેમજ્યોતિઃમાં-સફળ.
પી પી પ્રેમની પ્યાલી, હોય .સ-તા તો લે જાલી;
'જમનાદાસ' દે તાલી, કૃષ્ણની ૐ જ્યોતિઃમાં-પ્રભુ.



રાગ ગઝલ કવાલી.

જગતનાં નાથનાં દર્શન, વિનાં જીવ ગર્ભે પડવાનો;
કદી ઉંચી કદી નીચી, યોનિમાં જીવ ફરવાનો-જગત.
કમાયા લાખો તેથી શું? ફેલાવી કીર્તિ એથી શું?
હીરાનાં હાર જેથી શું ? નથી (એ) પુરૂષાર્થ કરવાનો-જગત.
ભલે મોટર મીલો લીધી, ભલે સ્ત્રી અપ્સરા કીધી;
ભલે સીગરેટ બહુ પીધી, ઝાંઝવું જળ વલોવાનો-જગત.
વસ્ત્રો પ્હેરી કીધાં લટકા, માર્યા આંખનાં મટકા;
અંતે કાળ મુખ ફટકા, જન્મ્યો તે તો મરવાનો-જગત..
કીધું દેહ ખાઇને જાડો, અહંકાર રાવળો પાડો;
આવશે એક એ દહાડો, માટીમાં દેહ સડવાનો-જગત.
કાયા કાચની અંરણી, કંઇક ભાઇ કરો કરણી;
નદેહ મોક્ષ નિઃસરણી, પર ઉપકારે ચ્હડવાનો-જગત.
કીધાં જેણે પ્રભુ રાજી, જગત જીત્યા ખરી બાજી;
તપો,ના બાકી સૌ પાજી, ચોરાશીમાં રખડવાનો-જગત.

પ્રભુને ભેટવા માટે, મલ્યું મનુષ્યા જન્મ આ તે;
વિરલા જાણે આ હાટે, ધર્મ ભંડાર ભરવાનો-જગત.
ચૌદ લોકો ખરે ચંચલ, કર્મનું ફુલ ના નિશ્ચલ;
પરમાત્માજ છે અચલ, જાણનારો ઉગરવાનો-જગત.
'જમનાંદાસ' અર્જ છેલ્લી, કેવલ શ્રી હરિ બેલી;
ધર્મમાં ભક્તિ સૌ પ્હેલી, જરૂર ભક્તિથી તરવાનો-જગત.



રાગ-ગઝલ કવાલી.

અભાગી હોય કો કંગાલ, પણ રતન છે હૃદયે લાલ;
લાલ છે કૃષ્ણ દિન દયાલ, કરશે જાણે તેને ન્યાલ-અભાગી.
ગૌનાં શરિરમાં છે દુધ, વધે ના લોહી બીંદુ બાલ;
દોહીને દુધ પાયે તો, તેજ ગૌ જાડી હોય તત્કાલ--અભાગી.
તેમ હીરો છે સૌ ઘટમાં, છતે ના સુખ દે ગોપાલ;
વસ્તુ ઓળખાયે જો, બતાવે પંથ ગુરૂ દલાલ--અભાગી
ગુરૂ ગોવિંદ ભાવે ભજો, ગુરૂ ભક્તિની રાખો ઢાલ;
જ્ઞાન ખડગ સજાવો તો, કરે ના કોઈ વાંકો બાલ--અભાગી.
શ્રી ગોવિંદ શીર ગાજે, સદા નિર્ભય છતે હો કાલ;
સ્વખેતરમાં *ચરૂ મળીયા, દાસ દિલમાં શ્રી જગઉજાલ-અભાગી.



*આત્મધન-જ્ઞાન પ્રેમ ભક્તિ સત્ય ધન

## રાગ--ગઝલ કવાલી.

જીભનો રંગ જુદો છે, દીલનો રંગ જુદો છે;
સર્પનો ડંસ ભુંડો છે, પ્રેમીનો સંગ જુદો છે--જીભ

અંતર પ્રેમ વિણ સૌ સ્વા, રથી સંબંધ જુદો છે;
બાહ્ય મીઠા હૃદયમાંહી હળાહળ અંગ જુદો છે--જીભ.

જીગરનાં પ્રેમના તારો, પ્રેમ તરંગ જુદો છે;
મજા જે તડફડાટોની, વિરહ ઉમંગ જુદો છે-જીભ.

પ્રાણ પડે, ન પ્રેમ ચળે, પ્રેમનો યોગ જુદો છે;
ખરે જે પ્રેમ તેજ પ્રભુ, 'જમનાદાસ' તે જુદો છે -જીભ.



## રાગ—ગઝલ કવાલી

ધણી છે શ્રી હરિ જેનાં, કોણ તેને કરે હેરાન?
કરે જે ભકતને હેરાન, ખરેખર મુર્ખ તે નાદાન—ધણી

ભકત અંબરિષ રક્ષાર્થે, પ્રભુએ છોડયું ચક્ર નિશાન;
ભકતને કષ્ટ દેવાથી, થયું દુર્વાશાને નુકશાન—ધણી

સારંગધર નરસીંહને, નીંદી કીધું'તું અપમાન;
ઉધ્ધવ નાગ થઇ ડસીયા, મહેતાએ દીધું જીવદાન—ધણી.

ભકત પ્રહલાદને અગ્નિ, મહીં નાખ્યો પીતા હેવાન,
અગ્નિ પણ જલાવે ના, બિરાજે હૃદયમાં ભગવાન—ધણી.

ભકત નીંદે ને દુઃખ દે જે, સત્યાનાશ કરે નિજજાન,
પ્રભુ પ્રતિપાળ ભકતોનાં, 'જમનાદાસ'નું એ ધ્યાન—ધણી.

## રાગ—ગઝલ કવાલી

ભલે તું ફાંસી દે વ્હાલા, પરંતુ નાથ તવ હાથે;
ભલે તું જન્મ દે જગદીશ, પણ રહું સંતજન સાથે-ભલે.

ભલે પ્રભુ કષ્ટ તું દેજે, ચાલતાં સત્યને વાટે;
નીતિ ને ધર્મ ના ભુલું, પ્રીતમ કૃષ્ણ તુજ માટે-ભલે

આપું જન્મ તારા ભલે, મૃત્યુવશ પડું ખાટે;
સુંદર શ્યામ તુજ દર્શન, દેજે અંતે તું ચાહુતે-ભલે.

પ્રભુજી તુજ પ્રેરણાથી, મેં છોડયું માચીક આ તે;
પ્રભુ તવ પ્રેમમાંહીં હું, ઝુરી ઝુરી મરૂં ઘાટે-ભલે.

તુજ ઇચ્છામાં મુજ ઇચ્છા, એક રસ થાય હાં ખાંતે,
'જમનાદાસ' કુલપાન સૌ, રાખજે હાથ મુજ માથે-ભલે.



## રાગ-ગઝલ કવાલી

### પ્રભુની આર્દ્ર પ્રાર્થના

ભલે પ્રભુ પ્રાણ આ લેજે, પણ કુબુધ્ધિ ના દેજે;
મને ઘટમાં ખરૂં કેજે, હૃદયમાં તું વસી રેજે-ભલે

તારી મોહીની માયા, તેના જીવ સૌ જાયા,
કરે કાળ એ કાયા, રમાડે રંકને રાયા-ભલે

માયા ના નડે તારી, અમને લે તું ઉગારી,
બતાવો મોક્ષની બારી, છબી મેં તારી દીલધારી-ભલે.

નથી કોઇ જગતમાં મારે, સગો તુજવિણ કનૈયારે,
કરે રંક રાય તું ધારે, પલમાં મુક વાચારે-ભલે

જમનાંદાસની અરજી, સ્વીકારી લે કરી મરજી;
અમે ગરજાઉની ગરજી, શરણ છું હો સુંદર વરજી-ભલે



રાગ-પ્રભાત. ( ૨ કિર્તનો સુધી )

જાગને જાદવા કૃષ્ણ ગોવાળીયા, જેવું.

જીવડા જાગી લે, માયા વિસારી દે,
હરિ તને આખરે પુછવાનો-ટેક

કરણી શું કીધી તેં, ભ્રાંતિમાં શું ભમે ?
કાળ આવી તને લુંટવાનો-એ જીવડા

દેહમાં હુંપણું, રાખીયું છે ઘણું,
પણ એ દેહ માટલો ફુટવાનો,
માયા ચંચલ બધી, ભ્રાંતિથી ભાસતી,
કર્મનો કોંકડો તુટવાનો=એ જીવડા

આળ પંપાળ આ, વિશ્વ છે મનતણું,
મૃગ જલ તો ખરે ઉડવાનો;
કાયામાં રાખી તેં માયા હરિથી વધુ
કાલીંદી નાગવત ઘુંદવાનો=એ જીવડા.

લોક નિંદા તજી, પ્રેમ ભાવે ભજી,
ધર્મથી હરિ નથી રૂઠવાનો;
'જમના'દાસ કે' માની લો હૃદયે,
ભક્તિ ભંડાર ના ખુટવાનો=એ જીવડા.



રાગ-પ્રભાત

શ્રી યદુનાથની, ભક્તિ જમુનાં મહીં,
જ્ઞાન ગંગા મહીં નિત્ય ન્હાવું;-ટેક.
સૂર્યના ઉદયથી, આદિમાં ઉઠીને,
રામકૃષ્ણ જીભે નિત્ય ગાવું=શ્રી યદુ

સ્નાન સંધ્યા કરી, હૃદયમાં હરિ ધરી,
પ્રભુ પરસાદને હેતે ખાવું;
નીતિ ને ધર્મથી ધનને સંચરી
શક્ય જે પરમારથને વ્હાવું-શ્રી યદુ

પ્રભુ પ્રીત્યર્થથી, કર્મ કરવા બધાં,
કર્મ ફળમાં કદી, ના ફસાવું;
ધૈર્ય ધારી દુઃખે, હીંમત ન હારવી,
દુઃખ સહવા મહીં, હાં ફસાવું-શ્રી યદુ

ગૃહસ્થા શ્રમમાં, રહી અતિથિવત,
લક્ષ્ય હરિ ધામને ના ભુલાવું;

ધન્ય તે જીંદગી, દીન 'જમનાંદાસ'
નાથ શ્રી અંગમાં 'હું' શમાવું-શ્રી યદુ

રાગ-આશાવરી. [૧૩ કિર્તનો સુધી એકજ રાગ]

કોઈ તેરે કામ ન આવે, રામ બીના, જેવું રાગ.

બે દીનનાં મેમાન, આપણ, બે દીનનાં મેમાન=ટેક
વિશ્વ વડલે ભેળા થયા છીએ, પંખીનાં મેળા સમાન
ઉડી જાવું છે એક ઘડીમાં, પડયું રહેશે વેરાન-આપણ

ઇશ્વરકૃત ત્રિગુણી માયામાં, ભુલી ગયા સ્વભાન;
રણાનુંબંધે સાથ મળ્યા ભાઇ, મનજીએ કીધું હેરાન-આપણ

નાથને નાથની લીલા જગતમાં, 'હું' એક ભુંડો ગુમાન;
બાકી સુંદર સૌ છે સૃષ્ટિ, નચાવનારો શ્રી કહાન-આપણ

આત્મભાવ સાગરમાં મળશું, જેને ધ્યાનનું તાન,
જયશ્રીકૃષ્ણ હાલ તો સૌને, 'જમનાંદાસ' રો' મસ્તાન-આપણ



રાગ-આશાવરી

દૂર છે પ્રભુનું દેશ, મનવા, દૂર છે ૐ નિજદેશ-ટેક
તાર નથી ટેલીફોન નથી ત્યાં, કેમ પહોંચે સંદેશ-
વૃત્તિ જો જોડે કૃષ્ણજી સાથે, આપે અંતરમાં આદેશ-મનવા

દ્રઢ શ્રધ્ધા પુરૂષાર્થ થી ઉંડવું રાખી જીવનનો ઉદ્દેશ;
લક્ષ્ય ચુક્યો તો લક્ષ ચોરાશી, ઉત્તમ ભજવો વેશ-મનવા
પુન્ય ધર્મની કરણી જમે કર, સાંભળ ગુરૂ ઉપદેશ;
મનને મારી મેંદા કરવું, તો પાસે છે કૃષ્ણનું દેશ-મનવા
રહ્યા નચાવી સર્વ ભુતને, ઈશ્વર છે હૃદ્દેશ;
શ્રી રાધાવરને 'જમનાંદાસ,' ભાવે ભજ હંમેશ-મનવા



## રાગ-આશાવરી

પોતાનાં મનને ઉપદેશ

કોઇ નહિ તેરા, હે મન ક્યું કરતા હે ડેરા? ટેક
કહુત કહુત મેં થાકયો તુજકો, નહિ સુનતા હય બેહરા
ભક્તિ સેં ભગવાન સુલભ હે, મીટે ચોરાશી ફેરા હેમન
દીન દયાલ દીન તાપે રાજી, રાજી બિનાં અંધેરા;
અંધેરે મેં ભટકત પ્રાણી, અંતર માયા ઘેરા-હેમન
ચાહત પ્રેમ પ્રકાશ ઘટભિતર, તો સુન મનડા મેરા;
પ્રેમ ભજનકર ગુરૂ ગોવિંદકા 'જમનાદાસ ખુલે ટેરા*-હેમન



*માયાનો પડદો.

## રાગ આશાવરી

કાયામાં કિરતાર, જોઇલો, કાયામાં કિરતાર-ટેક
સર્વ દેહોમાં દેવ એક છે, મંગલમૂર્તિ ૐ કાર;
સર્વ મણકા એક સૂત્રમાં, કૃષ્ણચંદ્ર સાકાર-જોઇલો.

સ્થૂલ સુક્ષ્મ કારણ છોડી, મા'હા કારણ મોઝાર;
પયમાં ઘૃતવત્ ગૂઢ બિરાજે, કરી દર્શન જીવ તાર-જોઇલો.

દેહ જડને છે અમંગલ, માંહી વસ્તુ સત સાર;
દેવ જોતાં દોષ ન દેખે, આત્મ પ્રેમ વ્યાપાર-જોઇલો.

સાત્વિક જ્ઞાન એ ગણાયે, હરીમય સૌ સંસાર;
અસત છોડી સત ગૃહીલો, 'જમનાંદાસ' ઉધ્ધાર-જોઇલો.



## રાગ-આશાવરી.

કયસે તુજકો પાવે, પ્રભુમેં, કયસે તુજકો પાવે ?-ટેક
જન્મ મૃત્યુ કે દુઃખ રૂપ જગસે કયસે નિજ ઘર આવે ?
તેરે માર્ગમેં માયા ખડી હૈ, જીવકુ કયસે લાવે ?-પ્રભુ૦

ખોજ ખોજ મૈં બહુરી દેખા, તુજ બિન નજર ન આવે ?
સત્ય રૂપ યદુનાથ છાંડી કે, કૌન શરણ મેં જાવે ? પ્રભુ૦

મનવા તો તુજમેં લલચાવે, બીચમેં માયા ખાવે;
યે પીડા કીસસેં કહાવે ? મોકુ તું અતિ ભાવે-પ્રભુ૦

અનાથો કે નાથ કૃષ્ણ, સંત જન બતલાવે;
તેરી કૃપાકી લ્હેરી જબતક, 'જમનાદાસ' તો કુ ગાવે-પ્રભુ૦



## રાગ-આશાવરી.

### પૂરા ગુરૂ શોધજો.

*ખોજો તો ગુરૂ પુરા, સચ્ચિદ્દાયો, ખોજો તો ગુરૂ પુરા-ટેક
પૂરા ગુરૂ વિણ મન ઠરશે નહીં, સંશય રહેશે અધુરા;
નિર્વિકાર થશે ન દ્રષ્ટિ, એક ન દીસે ઉરા-સચ્ચિદ્દાયો.

મારે નહીં ને તારે નહીં જે, તેવાથી ભાગજો દુરા;
કાચા ગુરૂનાં સંગે ઠગાશો, હાલ થશે બહુ બુરા-સચ્ચિદ્દાયો.

ધન અકકલથી ના મળે એવા, કૃપાથી મળે હરિનૂરા;†
ઇશ્વર પ્રેરિત જીવન જેનું બનાવે શિષ્યને શૂરા-સચ્ચિદ્દાયો.

'જમનાદાસ' દિવ્ય જીવનથી, રાખે હરિની હજુરા;
ગોવિંદની ગમ પૂરા ગુરૂથી, અહંભાવના ચૂરા-સચ્ચિદ્દાયો.



---

* શોધો. † હરિનું તેજ.

## રાગ-આશાવરી.

ભાવ પ્રગટ કરો ભાઇ, સજ્જનો ભાવ પ્રગટ કરો ભાઇ-ટેક
યોગ બળ ને આત્મ બળ તે, ઉરે ભર્યો અધિકાઇ;
સર્વ શકિતનો મુળ ઝરો જે, ઘટ ઘટ રેહ્યા સમાઇ-સજ્જનો.
શુધ્ધ ભાવ તે આત્મ ભાવ છે, ટાળશે દ્વૈત દુજાઇ;
દ્વૈત જાતાં નિર્ભય થાશો, નયને ખુમારી ચડાઇ-સજ્જનો.
નિષ્કામ સેવા ભકિત કરતાં, સુતેલ સીંહ જગાઇ;
પરોપકારી કર્મ આચરો, 'દાસ'ની સાચી સગાઇ-સજ્જનો.



## રાગ-આશાવરી.

### સાચું સ્વદેશ.

સ્વદેશ છે હરિ ધામ, ઓ જીવડા સ્વદેશ છે હરિ ધામ-ટેક.
ભુલ્યો ખરેખર ભુલ્યો અભાગી, આતો પરદેશનું ગામ;
દેહનો દેશ તે તારો નથી પણ, તારો છે ગોવિંદ ધામ-ઓ.
આ દેશમાં ઘણાં ચોર વસે છે, લુંટાયા મોટા તમામ;
પોતાનો માલ બચાવો નહીં તો, રે'શે ન એક બદામ;-ઓ.
અતિથિ વત્ આ ઘરમાં રે'વું, દેહમાં હાડ માંસ ચામ;
ધર્મશાળામાં સાવધ રે'વું, બે ઘડીનું વિશ્રામ-ઓ.
પરદેશ આવી ખર્ચ ન કરવું, આવ્યા કમાવા દામ;
નિજ દેશમાં જાવું છે બંધુ એજ ઠરવાનું ઠામ-ઓ.

કરણી ધર્મ ભક્તિ કરી લો, ભજો રાધે શ્યામ;
'જમનાદાસ' અંતે મહા સુખ અંતરમાં સીયારામ-ઓ.



રાગ-આશાવરી. આશા અને તૃષ્ણા.

કીધો મને તેં બેહાલ, ઓ આશા, કીધો મને તેં બેહાલ,
આશાના સ્વપ્નામાં હું રખડયો, ભટકયો ગામોગામ;
સુખની આશા દુઃખનું કારણ, આથડયો ઠામો ઠામ-ઓ.

કાળ પ્રવાહે આશાના સ્વપ્નાં, ઉડી ગયા છે હજાર;
આશા નથી તો દુઃખ નથી કાંઇ, આશા તને ધિક્કાર-ઓ.

આશાનો દાસ તે સૌનો દાસ, ભીખારી વત્ લાતો ખાય;
લાત નીચે જે દાબે આશાને, સંતોષી સૌમાં પૂજાય-ઓ.

ચૌદ લોકને ચાવી ગઈ છે, આશા તૃષ્ણા શયતાન;
લક્ષ્ય જન્મે પણ આશા તૃષ્ણા, પૂર્ણ ન થાય સુલ્તાન-ઓ.

આશા તુજને નવ નવ ગજના, દુરથી નમસ્કાર;
આશા ગઈ તો રાજાનો રાજા, સુખીઓ તે સંસાર-ઓ.

બાહ્ય આધાર બધા જો ત્રુટે, પ્રભુ આધાર દ્રઢ થાય;
'જમનાદાસ' નિરાશા જમાવો, લાગું હું તેને પાય-ઓ.



## રાગ-આશાવરી.

સાચા મનનાં બેલી, શ્રીજી, અંતકાળનાં બેલી-ટેક
સાચા મનની ગુણકા તારી, શબરી રાખી હેલી;
જુઠા દુર્યોધનના મેવા, પ્રભુએ દીધા ઠેલી-શ્રીજી
સાચા મનને વિઠ્ઠલ વશ છે, દોડે વૈકુંઠ મેલી;
ભીડ પડી ભકતોને જ્યારે, કૃપા દીધી છે રેલી-શ્રીજી.
સાચા મનની શ્રુતિ ગોપીને, કૃષ્ણે રાખી ભેલી;
અહલ્યા તારી મીરાં ઉગારી, ગોપી કીધી ઘેલી-શ્રીજી.
ભાવના ભુખ્યા ગોવરધન છે, રમે ભકતથી ખેલી;
'જમનાદાસ' ભાવની સીધ્ધિ, વાત કહું છું છેલ્લી-શ્રીજી.

---

## રાગ-આશાવરી.

### પ્રભુ નામ જહાજ

પ્રભુ નામ કે જહાજ, ચડો મન પ્રભુ નામ કે જહાજ-ટેક
યેહી જહાજ સે બહુત તરે હૈ, ભેટે ગરિબ નિવાજ;
યે જહાજ ગુરૂ દેવ બતાવે, રે'વે નહિં કછુ દાજ-ચડો.
વૈરાગ્ય કા સિંહાસન ચડકે, જ્ઞાનકા પ્હેરો તાજ;
ભગવતકુ પ્રાણોસેં પ્યારી, ભકિતકા કરો સાજ-ચડો.
માનવ દેહ જહાજ મીલા , પાર તરન કે કાજ;
ગુરૂ સુકાની પુરષારથ સઠ, તોડો મનકી પાજ-ચડો.

પ્રભુ કૃપાકા પવન બહેતા હૈ, જાગો તજકે લાજ;
'જમનાદાસ' ગુરૂકે શરણે, પામો આત્મ રાજ-ચડો•



### રાગ-આશાવરી.

સત્સંગતિ સુખકારી, હરિજન, સત્સંગતિ સુખકારી-ટેક.
ગુરૂ સેવા ઔર સંત સમાગમ, મેટાડે ગીરધારી;
નિષ્કામ સેવા કલીમલ ધોવે, શુદ્ધ કરે નરનારી-હરિજન.
સ્થિર કરે મન સગુણોપાસના, બુધ્ધિ હો' નિર્વિકારી,
ગુરૂ ઉપદેશે આવરણ ત્રુટે, તનધારી ભવપારી-હરિજન.
સ્થુલ સુક્ષ્મ ઓર કારણમેં, માયા બડી ઠગારી;
નામ રૂપ ગુણ દેહ જાલસેં, જીવ બને ભીખારી-હરિજન.
અનન્ય શરણે ગુરૂકી ચરણે, મીલે મોક્ષકી બારી;
નહીંતો કાલ ચક્કર અંદર, આયુષ્ય હૈ દીન ચારી-હરિજન•
'જમનાદાસ' કહે કર જોડી, કુસંગસે દુ:ખ ભારી;
ધર્મ ભકિત જ્ઞાનમેં જોડે, સત્સંગકી બલીહારી-હરિજન•



### રાગ-આશાવરી.

પ્રેમથી પ્રભુને હૃદયમાં બાંધો

પ્રેમ દોરીથી બંધાય, શ્રીકૃષ્ણ, પ્રેમદોરીથી બંધાય-ટેક.
જે ઘરમાં શ્રી હરિનું કિર્તન, નિત્ય પ્રેમથી થાય;

જે દેહ ઘરમાં હરિનું સ્મરણ, તેજ વૈકુંઠ કહેવાય-શ્રીકૃષ્ણ.
પ્રેમ વિનાનું સાંખ્ય વેદાંત, યોગે રાજી ન થાય;
હરિ ચરણ સેવામાં સદા સુખ, તેને કાળ ન ખાય-શ્રીકૃષ્ણ.
પ્રેમથી બાંધો કૃષ્ણ નાથને, લક્ષ્મી પતિ તો રીઝાય;
સદાને માટે આપણે તેનાં, આપણાં તે બની જાય-શ્રીકૃષ્ણ.
કોટી બ્રહ્માંડનાં નાથ વશ તો, શું ખામી હરિ જો સ્હાય ?
અગાધ સામર્થ્ય સમજો તેનું, વાળ ન વાંકો થાય-શ્રીકૃષ્ણ.

ભક્તિ વિનાનો વર્ણસંકર, દિલમાં લાગે લાય;
'જમનાદાસ' લાખની વાત કહું ! પ્રગટે પ્રેમે યદુરાય-શ્રીકૃષ્ણ.



રાગ-અરવા લાવણી ભજન ૯ કિર્તનો સુધી એકજ રાગ.

અમો અબળાને માયા વ્હાલીરે, વ્હાલી, વ્હાલીરે, જેવું રાગ
ગુરૂગમ્ય ગેબી ખજાનો

ગુરૂમાં થાય દિવાનોરે, દિવાનોરે, દિવાનો, પ્રેમ દિવાનો;
મળે તો ગેબી ખજાનોરે, ખજાનોરે, ખજાનો; ૐ ખજાનો-ગુરૂ.

ગુરૂદેવ એ સગુણ પ્રભુ છે, મુરખ રહે અજાણ્યોરે,
અજાણ્યોરે, અજાણ્યો, સંત અજાણ્યો;
ગુરૂ કૃપાએ મોક્ષ દ્વાર છે, હરિધામ પરવાનોરે,
વાનોરે, વાનો પરવાનો-ગુરૂ.

નુગરાને ગેબી ધન ન મળે, હોય છતે પોતાનોરે,
પોતાનોરે; પોતાનો; સ્વ પોતાનો;
સંત સટકે અસંત અટકે, વાંક કાઢે બીજાનોરે,
બીજાનોરે, બીજાનો તે બીજાનો-ગુરૂ.
ગેબી ઘંટ એ ગુરૂથી વાગે, ગુરૂને ગોવિંદ માનોરે,
માનોરે, માનો; એક માનો;
ગુરૂનો 'જમનાદાસ' વદે છે, ગુરૂ મંત્ર મજાનોરે,
મજાનોરે, મજાનો, બહુ મજાનો-ગુરૂ.

---

રાગ–બરવા લાવણી.
પ્રભુ સમપર્ણ ભાવ.

મારૂં *રથડું તારે હાથેરે, હાથેરે હાથે હરિ હાથે;
હવે જરી ન રાખું સાથેરે, સાથેરે, સાથે, મારી સાથે-મારૂં
ચોરાશીમાં ભટકી આવ્યો,
સુખ ન દીઠું વાટેરે, વાટેરે, વાટે કયાંઈ વાટે;
હવે હરિ હદ થઇ છે વ્હાલા,
વિરહું તારે માટેરે, માટેરે, માટે તારે માટે-મારૂં
†શીષ્યસ્તે હું શાધિમાં ત્વાં,
પ્રપન્નં કીધું ચાહતેરે, ચાહતેરે, ચાહતે આજ ચાહતે;

---

*શરિરની જીંદગી †અર્જુનની માફક શરણું લીધું.

તારી કૃપાથી તરવું કહાના,
　　મળે છે શીરનાં સાટેરે; સાટેરે, સાટે શીર સાટે-મારૂં.
વિશ્વ બધું છે ત્હારૂં વ્હાલમ,
　　મારૂં જે માને *રાતેરે, રાતેરે, રાતે, અજ્ઞાન રાતે;
એજ ભ્રાંતિથી છોડાવો,
　　રખડું હારે ઘાટે રે, ઘાટે રે, ઘાટે, માયા ઘાટે-મારૂં.
અનન્ય શરણે શ્રી ગુરૂ ચરણે,
　　જાતાં †ખલકને ખાટેરે, ખાટેરે, ખાટે, જરૂર ખાટે;
'જમનાંદાસ' કિંકર ત્હારે,
　　આવી બેઠા પાટેરે, પાટેરે, પાટે, દ્વારપાટે-મારૂં.



## રાગ—બરવા લાવણી.

મૃત્યુ-કાળચક્કર.

કાળ રહા હૈ દોડીરે, દોડીરે, દોડી, સોપે દોડી,
કોઇ સુને યે સંત પીપાડીરે, પોડીરે, પોડી, યે પીપાડી-કાળ.
ભાઇ બેન મિત્ર માબાપ,
　　પતિ પત્નિકી જોડીરે, જોડીરે, જોડી, સ્નેહ જોડી;
સુંદર સ્નેહ સંબંધકુ તોડે,
　　કરતા કાળ બિછોડીરે, છોડીરે, છોડી, યે બિછોડી-કાળ.

---

* અંધકાર-માયા-નીશા-રાત્રી.　　† દુનીયા.

વસ્તુ માત્રકુ ગુપ્ત રૂપમેં,
ભક્ષણ કરતા ૧મોડીરે, મોડીરે, મોડી, સબ મોડી;
બાદલબિજલી પલમેં જાવે,
સરિતાસાગર બોડીરે, બોડીરે, બોડી, ક્ષણમેં બોડી-કાળ.

કાળ પ્રવાહમેં સુંદર કાયા;
હોવે ૨દામ કોડીરે, કોડીરે, કોડી, ફુટી કોડી;
મૃત્યુ લોક હૈ મરણ ધર્મકા,
૩બના રચાકે ફોડીરે, ફોડીરે, ફોડી, પલમેં ફોડી-કાળ.

ચીરંજીવ ના કોઇ જગતમેં,
હરિશરણકી ૪હોડીરે, હોડીરે, હોડી, નાંમ હોડી;
હરિ ગુરૂકી કૃપાભક્તિસેં,
'જમનાંદાસ' ન ૫તોડીરે, તોડીરે, તોડી, નાંહી તોડી-કાળ.



રાગ—બરવા લાવણી.

શરણ પ્રભુ છે તારૂંરે, તારૂંરે, તારૂં, એક તારૂં;
તુજ વિણ સૌ હવે ખારૂંરે, ખારૂંરે, ખારૂં લાગે ખારૂં-શરણ.

---

૧. નાશ કરે છે.
૨. મૃત્યુ પછી દેહની રાખની ફુટી કોડી પણ કીંમત નથી.
૩. પ્રભુ દેહ પૂતળા બનાવીને ફોડીને ખેલ કરે છે.
૪. પ્રભુ નાંમ સ્મરણ સંસાર સાગર તરવાની હોડી છે.
૫. જે પર હરિ ગુરૂની કૃપા છે (ભક્તિ છે) તે કાળમુક્ત છે.

અઢળક લક્ષ્મી હોય ભલે પણ,
    જ્ઞાન વિનાં અંધારૂં રે, ધારૂં રે, ધારૂં, ઘોર અંધારૂં;
અનાદિ ભ્રમથી માયા ભાસે,
    મનને કેમ વારૂં રે, વારૂં રે, વારૂં, કેમ વારૂં ?-શરણ.
સૌ પદાર્થો ત્હારા રચેલા,
    શું કહું સારૂં નઠારૂં રે, ઠારૂં ઠારૂં શું ન ઠારૂ ?
ત્રિલોકીનાથ તું સ્વામિ સૌનો,
    તેમાં કહું શું મારૂં રે, મારૂં રે, મારૂં, શું છે મારૂં ?-શરણ.
એકજ રોગ *ભવરોગ છે સૌને;
    હરિ શરણનું બારૂં રે, બારૂં રે, બારૂં, મુક્તિ બારૂં;
ભજન વિના કેમ 'દાસ'ને જીવાડે ?
    યાતો કરો ઉજાળું રે, જાળું રે, જાળું, દિલ ઉજાળું-શરણ.



રાગ—બરવા લાવણી.

શ્રીરામ રાજ્યનો નીતિધર્મ.

પ્રેમમૂર્તિ શ્રી માજીરે, માજીરે, માજી, સીતા માજી;
પીતા રામ રહો રાજીરે, રાજીરે, રાજી, રામ રાજી-પ્રેમ.
રામ સમો કોઇ દશરથ પુત્ર,
    થયો ન સૃષ્ટિ સાજીરે, સાજીરે, સાજી સૃષ્ટિ સાજી;

---

*પુનરપિજનનં, પુનરપિમરણં, એજ ભવરોગ છે.

પ્રાત: વંદનીય સતિ સીતા સમ,
 સતિ નથી કોઇ તાજીરે, તાજીરે, તાજી, હાલ તાજી-પ્રેમ.

હનુમાનવત્ સેવક ન જડે,
 જડે તો સ્વાર્થી પાજીરે, પાજીરે, પાજી, હોય પાજી;

ભરત સમો ભ્રાતા નથી જગમાં,
 રામ નીતિ રહી ગાજીરે ગાજીરે, ગાજી, સદા ગાજી-પ્રેમ.

"પ્રાણ જાય પણ બચન ન જાઈ"
 રઘુકુલ રીતિ સુહાજીરે, સુહાજીરે, સુહાજી, હાં સુહાજી;

શબરી બોર આરોગ્યા ભાવે,
 'જમનાંદાસ' કહે બાજીરે, બાજીરે, બાજી, ભાગ્ય બાજી-પ્રેમ.



રાગ—બરવા લાવણી.

સત્સંગતમાં ચાલોરે, ચાલોરે, ચાલો, સદા ચાલો;
અલૌકીકમાં મ્હાલોરે, મ્હાલોરે, મ્હાલો, પ્રેમે મ્હાલો-સત્સં.

સર્વ ભાવથી શરણ જઇને,
 કૃષ્ણ ચરણને ઝાલોરે, ઝાલોરે, ઝાલો ચર્ણ ઝાલો;

મોહ કાદવે જીવ છોડાવે,
 ખાઇએ શીદ યમ ભાલોરે, ભાલોરે, ભાલો,
 યમ ભાલો?-સત્સં.

ભક્ત લાડ કોડ પૂરા પાડે,
  ગોપીજન વ્રજવ્હાલોરે, વ્હાલોરે, વ્હાલો, વ્રજવ્હાલો;
શરણાંગતને ના તરછોડે,
  યશોદા નંદનો લાલોરે, લાલોરે, લાલો, નંદલાલો-સત્સં.
ભક્તિ સત્સંગ કલીમાં તારક,
  બીજો મારગ ઠાલોરે, ઠાલોરે, ઠાલો, શ્રમ ઠાલો;
અંતર્યામિ ઉર *બ્હાર ગુરૂ પ્રભુ,
  'જમનાદાસ' વદે કાલોરે, કાલોરે, કાલો, દાસ કાલો-સત્સં.



રાગ—બરવા લાવણી.

પ્રભુ તું રીસાઇ જાયેરે, જાયે રે, જાયે, જો તું જાયે;
મનાવીશ લાગી પાયેરે, પાયેરે, પાયે, તારે પાયે-પ્રભુ.
શ્યામ ભલે તું રીસાઈ જાયે,
  પણ હૃદયે છે સ્હાયેરે, સ્હાયેરે, સ્હાયે, મારી સ્હાયે;
મુજમાં સાચું ભાવ હશે તો,
  માની જઇશ ઉપાયેરે, ઉપાયેરે, ઉપાયે, પ્રેમ ઉપાયે-પ્રભુ.
†ત્રિકાળા બાધ્ય છે પ્રભુ તો,
  આ કાળે પણ ધાયેરે, ધાયેરે, ધાયે, આજે ધાયે;

*અંતરમાં પ્રભુ અંતર્યામિ સ્વરૂપે, તથા બ્હાર આચાર્ય સ્વરૂપે છે. †પ્રભુ ત્રિકાળથી અબાધ્ય છે તો આ કાળે આજે પણ છે.

*સર્વ વ્યાપક છે પ્રભુ તો,
  અહીં પણ પ્રકટ થાયેરે, થાયેરે, થાયે, ભાવે થાયે-પ્રભુ.

અપ્રગટ તુજને સૌ ભલે કહે,
  પ્રેમ દોરીથી બંધાયેરે, ધાયેરે, ધાયે, તું બંધાયે;
'જમનાદાસ' શ્રીનાથ તુજને,
  નિત્ય પ્રેમથી ગાયેરે, ગાયેરે, ગાયે, પ્રેમે ગાયે-પ્રભુ.



રાગ—બરવા લાવણી.

પરખો હૃદય હીરોરે, હીરોરે, હીરો, ગેબી હીરો;
સરખો સુભદ્રા વીરોરે, વીરોરે, વીરો, બ્હેન વીરો-પરખો.

શ્રીહરિ હીરો ગૂઢ સર્વમાં,
  ભલે હો રંક અમીરોરે, મીરોરે, મીરો, હો અમીરો;
સ્વઇચ્છાથી શ્યામ પ્રગટે છે,
  પડદો માયીક ચીરોરે, ચીરોરે, ચીરો, તુર્ત ચીરો-પરખો.

મૃગજલ માયા વેગ પ્રવાહે,
  દોડો નહી હાં ધીરોરે, ધીરોરે, ધીરો, બાપુ ધીરો;
ઘટમાં શ્રધ્ધા રાખી શોધો,
  ખાવો જ્ઞાન શીરોરે, શીરોરે, શીરો, તાજો શીરો-પરખો.

---

* સર્વવ્યાપક છે, તો અહીં પણ છે, માત્ર જોવાની દિવ્ય દ્રષ્ટિ-દઢ શ્રદ્ધા જોઇએ.

ધ્રુવ પ્રલહાદ નરસીંહ મીરાં;
પરખ્યો સુર કબીરોરે, બીરોરે, બીરો, જી કબીરો;
શ્રધ્ધા યત્ન ન છોડો, 'જમના,
દાસ' ભક્તિનો ખીરોરે, ખીરોરે, ખીરો,
પ્રેમ ખીરો-પરખો.



રાગ—બરવા લાવણી.

પ્રભુ પાસે જઇ બેઠારે, બેઠારે, બેઠા, ઠેઠ બેઠા;
ઉતરૂં હવે નહીં હેઠારે, હેઠારે, હેઠા, જરીએ હેઠા-પ્રભુ.

નિર્વિકારી દ્રષ્ટિ પ્રભુ દ્રષ્ટિ,
એકજ પ્રભુની લીલારે, લીલારે, લીલા, દિવ્ય લીલા;
નિષ્કામ ભાવ તે આત્મ ભાવ છે,
લાગ્યા ગુરૂના ખીલારે, ખીલારે, ખીલા, જ્ઞાન ખીલા-પ્રભુ.

અનન્ય ભક્તિ ને ગુરૂ કૃપાથી,
ઇશ્વર દિલમાં દીઠારે, દીઠારે, દીઠા, દેવ દીઠા;
કોને કહું જઇ વાત અંતરની?
અહાહા, માવો મીઠારે, મીઠારે, મીઠા, બહુજ મીઠા-પ્રભુ.

છેલ્લું જન્મ કરવું હોય તો,
બનો સરવનાં દાસોરે, દાસોરે, દાસો, દીન દાસો;
પોત પોતાનું ચિત્ત શુધ્ધ કરો,
જરૂર હરિમાં જાશોરે, જાશોરે, જાશો, પાસે જાશો-પ્રભુ.

ૐ સત વસ્તુ કૃપા સાધ્ય છે,
સ્મૃતિ: પ્રભુ જો દેતોરે, દેતોરે, દેતો, યાદી દેતો;
'જમનાદાસ' ગુરૂ કરૂણાંની,
ટીકીટ લઇને પેઠોરે, પેઠોરે, પેઠો, શ્યામે પેઠો-પ્રભુ.

રાગ—ખમાચ તાલ ૩.

દર્શન બિના અખીયાં તરસ રહી, જેવું.

હરિ ભજનમાં સુરતા છાકી ગઇ—ટેક.
અહો છાકી ગઈ, જીવ હાંકી ગઇ—હરિ.

પ્રભુની પ્રેમ નજર પડી ઉપર;
ત્યારથી મુજ ચિત્ત તાકી ગઈ—હરિ.

ચરણ સ્મરણ શરણથી તરણ;
આયુષ ભલે પછી પાકી ગઈ—હરિ.

આધિ અપાર ને વ્યાધિ વખારો;
અમાપ ઉપાધિ ને ફાકી ગઇ—હરિ.

અહંકાર કાકો ભક્તિમાં ઓગળયો;
કાકો જતાં મમતા કાકી ગઇ—હરિ.

ગુરૂ સેવા ને સત સંગતથી;
આસુરી માયા થાકી ગઇ—હરિ.

'જમનાદાસ' સૌ વાસના બળતાં;
જન્મ મરણની બાકી ગઇ—હરિ.

રાગ-ધોળ. તાલ ગરબી. ૫ કિર્તનો સુધી એકજ રાગ.
રામબાણ વાગ્યાં હોય તે જાણે, જેવું રાગ.

વિશુધ્ધ પ્રેમતત્ત્વ.

પ્રેમની, જાણે વાત પ્રેમઘેલો;
એ તો નિશ્ચે વિઠ્ઠલને વરેલો— પ્રેમની.

ચૌદ બ્રહ્માંડમાં સુખ જો હોય ,તે પ્રેમમાં સુખ ભરેલો;
પ્રેમીને ભેટે જ્યારે પ્રેમીજન, પ્રભુજી ત્યાં છે ભીંજેલો-પ્રેમની.

પ્રેમનો જીવડો પ્રેમમાં જીવે, શુષ્કથી દૂર ઉભેલો;
પ્રીત લાગી તો દ્વૈત પડદો નથી, રસબસ પ્રેમે ડૂબેલો-પ્રેમની.

વિશુધ્ધ પ્રેમનીરી છે બલીહા, પ્રેમીનાં સંગે હુરેલો;
પ્રેમની પીડા જાણે પ્રેમીજન, પ્રેમ પાત્રનો એ ચેલો-પ્રેમની.

પ્રેમીની દ્રષ્ટિ સૌંદર્યતામચી, પ્રેમાનંદે છે ઠરેલો;
પ્રેમીનાં સૌ સુખ અર્પણ થવામાં, જીવતાં જીવ તરેલો-પ્રેમની.

કઠોરતા નવ હોય પ્રેમીમાં, માખણથી તે ગરેલો;
પ્રભુ પ્રગટશે પ્રેમથી, 'જમના,દાસે' ઇશારો કરેલો-પ્રેમની.



રાગ—ધોળ. તાલ ગરબી.

શ્રીનાથજી કેવા છે ?

શ્રીનાથજી, જાણે જાણનહારા;
એ તો પ્રેમી તણાં આંખ તારા— શ્રી.

સર્વવ્યાપક છે તેથી નિરાકાર, ભકતો જુવે છે સાકારા;
સાકાર છે કે નિરાકાર છે એ, પ્રભુ છે અપરંપારા-શ્રી·

નાનાં પ્રભુ છે તેથી યશોદાને, ખોળે બેઠા લટકારા;
મોટા હોવાથી વિરાટ સ્વરૂપ, અર્જુને દીઠું કૃષ્ણદ્વારા-શ્રી.

રાવણ કંસને માર્યા પ્રભુએ, બળીયા હોવાથી સંહારા;
કાળયવન શીશુપાલે નસાડયા, રણને છોડવાવારા-શ્રી·

સુવર્ણ મ્હેલો દીધાં સુદામાને, લક્ષ્મીપતિ પ્રાણપ્યારા;
વામનરૂપે બળી ઘેર યાચે, નિર્ધન હતા કે ન્યારા ?-શ્રી.

શ્યામસુંદીર મેઘવરણી, કેવાયા શ્રી કૃષ્ણ કાળા;
ચંદ્ર સુરજને દીધા પ્રકાશો, હતા જો પોતે રૂપાળા-શ્રી.

અગમ્ય છે એ વેદો ભણે છે, આવે ન ધ્યાને સારા;
ગમ્ય હોવાથી ભકતોએ દીઠા, પ્રગટ સ્વરૂપે ઉજાળા-શ્રી.

ગોવિંદની ગતિ જાણે ગોવિંદ, ભકિત વિના નથી આરા;
આંટી છુટી 'જમનાંદાસ' જાણે, ગુરૂગોવિંદના ઇશારા-શ્રી·



રાગ—ધોળ. તાલ ગરબી.

જીન જોડી, તીન તોડી.

સંસારમેં, જીન જોડી તીન તોડી;
એજી, પ્રભુને જીવ દેહ તોડી— સંસારમેં.

જીવ દેહકું જીન પ્રભુ જોડી, હરિ બિન ના કોઇ છોડી;
સતિપતિકું ઇશ્વર ભેટાયા, હરિ હુકમસેં વિછોડી-સંસારમેં.

જન્મ મત્યુ જશ અપજશ, લાભ હાનિ ઘોડાઘોડી;
હરિ હુકમ બિનપત્તા ન ડોલે, જીવ અકકલ કુટી કોડી-સંસારમેં.

કીસકે હાથમેં કુછ સત્તા નહીં, વૃથા ગુમે જીવ ઘોડી;
અંતર્યામિકી સત્તા સમજ લે, સૂર્ય ચંદ્ર રહા દોડી-સંસારમેં

છછ આનેંકે પુતળે માટી કે, બના નચાકે ફોડી;
કર્માનુસાર હરિપ્રેરક સબકા, યે બાત હય નહીં થોડી-સંસારમેં

કરના ચહો જો ઇશ્વર પ્રાપ્તિ, આસુર વૃતિ દો બોડી;
'જમનાદાસ' શ્યામ જપો સદા, હરિકે નામકી હોડી-સંસારમેં.



રાગ—ધોળ. તાલ ગરબી.

અબ હમ, હરિકા ધ્યાન ધરેંગે;
પીછે કાળસે કયસે ડરેંગે?— અબ.

ગુરૂ શરણમેં પ્રભુ કૃપાસેં, મન માયા બિસરેંગે;
નકલ છોડકે અસલ પ્રભુકી, ભક્તિસેં ભવકું તરેંગે-અબ.

સૂર્ય ચંદ્રકી ગતિ જહાં નહીં, ઉસ્કા સ્મરણ કરેંગે;
વ્યાપક દ્રષ્ટિસેં એક પ્રભુકા, પ્રેમસેં દિલકું ભરેંગે-અબ.

જલાકે 'હું'કો જ્ઞાન અગ્નિમેં, શુધ્ધ હોઇ નિકરેંગે;
જન્મ મૃત્યુ આના જાનામેં, હરિ વિમુખ પરેંગે-અબ.

જીવકું તારક સત્ય દો અક્ષર, નહીં સુમરે સો મરેંગે;
'જમનાદાસ' ગુમાન તજકે, હરિકે પ્રેમકું હરેંગે-અ૦મ.



રાગ—ધોળ. તાલ ગરબી.

શ્રી ગુરૂ, બળતાને આજ ઠારો;
મને આશરો એક તમારો— શ્રી.

અંદર હોળી બ્હારે હોળી,
હોળીમાં કાઢું જન્મારો;
છકેલ મનડું બારે ભટકે છે,
દેહમાં છે એ ગોઝારો-શ્રી.

દુઃખમાં જન્મ્યો દુઃખમાં જીવ્યો,
દુઃખમાં તાપું છું તપારો;
બાંય ઝાલી મને ભવસાગર તારો,
તમવિણ કયાંએ નથી આરો-શ્રી.

સેવા કીધી નથી ભક્તિ મુજમાં નથી,
મનમાં વિષ છે ખારો;
ટાંટીયા દુઃખે મારા સત્સંગે જાતાં,
પાપનો ભર્યો છે ભારો-શ્રી.

કયાંથી આવ્યો કયાં જવું છે,
કોણ સગો છે જગે મારો?
શરણે રાખી જ્ઞાન આપો ગુરૂ,
તારો 'જમનાદાસ' તારો-શ્રી.

રાગ—ડીડી. ૫ ફ્રિર્તનો સુધી. સતિ ધર્મ.

ફાગળ કૃષ્ણજીને આપજો સંભારી. જેવું રાગ.

સતિ ધર્મ બ્હેનો સાંભળો સન્નારી;
શીયળમાં આનંદ છે સતિને ભારી;
પ્રભુ માની પતિસેવા કરો સારી;
સતિ માથે સદા ગાજે ગીરધારી-સતિ.

સતિ નર્મદાએ સૂર્યને અટકાવ્યા;
જમ હાથમાંથી સાવિત્રિ પતિ લાવ્યા;
સતિ બલમાં શ્રી અનૂસુયા ફાવ્યા;
બ્રહ્મા વિષ્ણુ શીવ બાળકો બનાવ્યા-સતિ.

પ્રાતઃ વંદનીય દ્રૌપદી ને સીતા;
પતિ સેવામાં શમાય કૃષ્ણ ગીતા;
નારીનો પતિ છે ઇશ શાસ્ત્રો ગાયે;
સતિ જેવું બોલે તેવું સદા થાયે સતિ

મંત્ર દોરાથી ના પતિ વશ થાય;
પ્રભુ ભાવે પતિ સેવો તો રીજાય;
ગ્રહસ્થાશ્રમી સમજી કરો સંસાર;
સમજ વિણ ઘસડતા શ્રમ ભાર-સતિ.

જે. પતિનાં ઘેરમાં સતિ જો હોય;
તેને ભાગ્યશાળી કહે સૌ કોય;
સતિ પુત્રો ભકત દાતા અને શૂર;
'જમનાદાસ' આ બ્હેનો લેજો ઉર-સતિ

## રાગ—ડીંડી. પ્રભુ પ્રાર્થના.

સુંદીર શ્યામ મેરી અર્જ દિલ લાનાં;
જરા મીઠી મધુર બંસરી બજાનાં;
મેરે નાથ પકડો હાથ ના સતાનાં;
જુદાઇકા પડદા અબ તો ઉઠાનાં-સુંદર.
તેરે નિષ્કામ કર્મમેં નિમિત બનાનાં;
મેરી મલીન વાસનાં કો જલાનાં;
મેરે મૃત્યુ સમે શ્યામ જરૂર આનાં;
તેરે યે દાસ કો સંભાલ કે લેજાનાં-સુંદર.
તેરી શુધ્ધ ભક્તિ પ્રેમ પ્યાલે પાનાં;
દેદીપ્યમાન કૃષ્ણ જ્યોતિઃ પ્રગટાનાં;
રામ તેરી રમ્યતા સદા બતાનાં;
કીસી જન્મમેંભી યાદી ના ભુલાનાં-સુંદર.
તૂં શ્રીનાથ લક્ષ્મીનાથ મુજે ચહાનાં;
તેરા મેં બાલ માયા જાલસેં બચાનાં;
દિવ્ય જીવનસેં સ્વરૂપમેં શમાનાં;
'જમનાદાસ' ડીંડી અર્જ સુનો કહાનાં-સુંદર.



## રાગ—ડીંડી. ભક્ત મહીમા.

શ્રી કૃષ્ણ કહે ઉદ્ધવને વચનાંમૃત;
"મુજ ભક્તો પીયે મારૂં ચરણાંમૃત

પ્રાણપ્રિય મને ભક્તોનું પંચામૃત;
વૈષ્ણવોને સદા પાઉં પ્રેમાંમૃત-શ્રી.

જેણે મારા માટે વિષય સુખ છોડયાં;
જેણે મનબુધ્ધિ મારામાંજ જોડયાં;
જેઓ ભેદ ભુલી મારા તરફ દોડયાં;
તે ભક્તોનાં મેં જન્મમરણ ખોડયાં-શ્રી.

મારા ભક્તો પાછળ હું ફરૂં જરૂર;
પ્રેમી ભક્તોને કદી ન રાખું દૂર;
જ્ઞાનિભક્ત મારો આત્મા મુજ ઉર;
આર્ત અર્થાર્થી જીજ્ઞાસુ મારૂં નૂર-શ્રી.

ભક્ત વિણ ચૌદ લોકમાં ન વ્હાલું;
મારા દાસનાં દાસોને સર્વ આલું;
જ્ઞાન વિનાં પ્રેમી ભક્તો બોલે કાલું;
તેનાં વચન સુણી આનંદમાં મ્હાલું-શ્રી.

મુજ ભક્તોની પ્રતિજ્ઞા સત્ય પાડું;
અભક્તોથી ઘુંઘટ રાખું આડું;
સતસંગથી મળું એ પંથ સાદું;"
'જમનાંદાસ' કૈવિ પ્રેમ એજ જાદુ-શ્રી.



## રાગ—ડીંડી.

### તારક તત્ત્વોના ખરા અર્થો.

તારક તત્ત્વને વિચારો ઉંડું જોઇ;
દયા જેવું ધર્મ નથી અહીં કોઇ;
કામધેનું શુદ્ધ બુદ્ધિને લ્યો દોહી;
હરિ વિમુખનું સંબંધ. નાખો ધોઈ-તારક

અભય દાન જેવું નથી કોઈ દાન;
ક્ષમા જેવું તપ નથી રાખો ધ્યાન;
અભિમાન જેવો નથી શયતાન;
દેહ ધર્મશાળામાં છીએ મેમાન-તારક.

શ્રી કૃષ્ણ જેવા ના દીસે કોઈ ત્રાતા;
ગુરૂ જેવા નથી કોઈ મોક્ષદાતા;
સંયમ જેવો નથી કોઈ સાચો ભ્રાતા;
ભક્તિ જેવી નથી કોઇ સાચી માતા-તારક.

મસ્ત રેવા જેવી નથી કો' કમાઇ;
નર દેહ વ્યર્થ ખોવે તે નવાઇ;
આયુ: ખોવા જેવી નથી કો' ભવાઇ;
રાંમબાણ 'જમનાદાસ'ની દવાઇ-તારક.



## રાગ.-ઠીઠી

### તીર્થો

અડસઠ·તીરથ ભરત ખંડમાં છે;
પ્રભુ વિરાટની શક્તિ બ્રહ્માંડમાં છે;
અંતર્દષ્ટિથી શોધો તે પીંડમાં છે;
બહીર્દષ્ટિથી જગત ફંદમાં છે-અડ.

ધ્યાન તિર્થમાં યોગીઓ પાપ બાળે;
વિદ્યા તિર્થમાં વિદ્વાન સત્ય ભાળે;
સતિ લજ્જા તિર્થે પાપને નિવારે;
સત્ય તિર્થે સાધુ પાતકો પ્રજાળે-અડ.

ઓગણો તેરમો તિરથ સંત સંગ;
જ્યાં છે સરસ્વતિ જમુનાં ને ગંગ;
શ્રી* ત્રિવેણી એક થાય સંત અંગ;
પ્રેમી ભક્તો ઝીલે પ્રેમનાં તરંગ-અડ.

સત્ય તિર્થ આત્મ તિર્થમાં જે ન્હાય;
જેને શોધતાં શ્રી કૃષ્ણમાં ખોવાય;
અવિનાશી, સંત સંગે ઓડ ખાય;
'જમનાંદાસ નહીં જન્મ મૃત્યુ થાય-અડ.



---

* શ્રી તત્વવિચાર સરસ્વતિ, ભક્તિ જમુનાંજી, ને જ્ઞાન ગંગાજી.

રાગ- સોયણી, યા, બરહંસ.

૭. કિર્તનો સુધી એકજ રાગ.

પ્રભુ તવ લીલા ન જાય વખાણી;
શું વરણે અલ્પ પ્રાણી ?— પ્રભુ

ગંગા જમુનાં સરિતા વહાણી, સાગરમાં સમાણી;
સાત સમુદ્રો આ પૃથ્વીમાં, અથાગ ઉછળે પાણી-પ્રભુ.

જળચર સ્થળચર વ્યોમને ભુચર, ચોરાશી ચાર ખાણી;
સર્વે યોનીમાં નરને નારી, પુરૂષ પ્રકૃતિ જાણી-પ્રભુ.

સૂર્ય ચંદ્ર તારા ને વિજળી, અગ્નિ તેજ ગણાણી;
'લોક વતુ લિલા કૈવલ્ય' ખેલ ખેલે ખેલાણી-પ્રભુ.

અનાદ્યનંત તું પરમેશ્વર, સમજે ભકત જ્ઞાનિ;
પ્રભુની પ્રભુતા પ્રભુજી જાણે, 'દાસ' શરણ ક્રમાણી-પ્રભુ.



રાગ— સોયણી, યા, બરહંસ.

નર દેહની અદ્ભુત બનાવટ.

હરિ તેં દેહ રચી છે સારી.
અહા ! કારીગરી અતિ ભારી-હરિ.

દેહ બનાવતાં નવ માસ લાગા, સુક્ષ્મ જીવ સંચારી
સુક્ષ્મ જીવ, જડ દેહ એક થઇ, જન્મે નર ને નારી-હરિ.

હાડ માંસ રૂધીર ભરીને, ચર્મ મઢયું છે બ્હારી;
નવ દરવાજા આ નગરીમાં, રચના અપરંપારી-હરિ.

વિનાની થીગડા એક ન નાખ્યો, દોરા વિની વિચારી;
પ્રેરક સૌનાં હૃદય કમલે, અંતર્યામિ પધારી-હરિ.

કયાંથી ગર્ભે જીવ પ્રવેશે ? વાહ પ્રભુ વા બલીહારી;
હજારો વચ્ચે જીવ કયાં ગયો ? વૈદ્યો પણ ગયા હારી-હરિ.

આખર મૃત્યુ થાય છે જયારે, પાંચ કલાકમાં ભારી;
ધન્ય પ્રભુ તવ લીલા 'જમનાં દાસ', શ્રી નંદ દુલારી-હરિ.



રાગ—સોયણી યા બરહંસ.

પ્રભુજી અજબ તમારી માયા;
જેમાં સો મ્હોટા ફસાયા-પ્રભુજી.

ચંદ્ર મોહ્યા નારદ મોહ્યા, મોહ્યા શંકર રાયા;
વિશ્વામિત્ર મેનકામાં મોહ્યા, પુત્રી શંકુતલા જાયા-પ્રભુજી

વ્યાસ મુનિએ સ્રીરૂપ લીધું, જૈમિનિ લપટાયા;
સરસ્વતિમાં બ્રહ્મા મોહ્યા, શાસ્ત્રોમાં એ લખાયા-પ્રભુજી.

ગૌતમ નાર અહલ્યાજીમાં, ઇન્દ્ર પણ બંધાયા;
ત્રિગુણી માયા સૌને બાંધે, વિરલા કોઈ તરાયા-પ્રભુજી.

આપ કૃપા જો હોય જીવપર, ભક્તિમાં જે નાહ્યા
'જમનાદાસ' તરે દયાથી; અંધકાર નસાયા-પ્રભુજી.



રાગ-સોયણી, યા બરહંસ

રાધા કૃષ્ણ ચરણ મજાનો;
તેની પ્રીતિ છે મોંઘો ખજાનો-રાધા
જે ચરણથી પ્રગટી ગંગા, તપ ભગીરથ રાજાનો;
પતિતપાવની અધમોધ્ધારીણી, ભાવ વિનાં અજાણો-રાધા

યમનાં બ્હેનશ્રી જમુનાંજી, ભાગ્ય એ વ્રજવરાનો;
તેનાં પતિ શ્રીનાથજી સ્વામિ, બાળે પાપ પ્રજાનો-રાધા

જે ચરણમાં અષ્ટ સીધ્ધ છે, ચારે પુરૂપાર્થ ત્યાં જાણો;
જે ચરણો બળી માથે ચડીયા, ડંકો પાતાળે ધ્વજાનો-રાધા

એજ ચરણને સુદામા સેવ્યા, દીધો મહેલ સોનાનો;
'દાસ' એવા ચરણને છોડે, બેશરમી લજાણો-રાધા



## ૬૯

### રાગ–સોયણી, યા બરહંસ

અહોહો ! અજબ લીલા કિરતાર;
સૃષ્ટિ રચે છે સરજનહાર અહોહો.

હુશ્યાર કે બાહ્ય સામાન વિનાં, ચૌદ બ્રહ્માંડ પ્રચાર
બત્તિ વિનાં સૂર્ય ચંદ્ર પ્રકાશે ગગને ફરે વિણ આધાર–અહોહો

બુંદથી દેહ પેદા કરી તમે, ગર્ભમાં લીધી સંભાર;
નવ માસે જન્મે એવી છે રચના,
આજ્ઞાથી ચાલે સંસાર–અહોહો.

સાગરથી સૂર્ય પાણી આકર્ષી, વર્ષાવે પૃથ્વી મોઝાર,
ગંગા જમુનાં નવસેં નવાણું, નદીઓ વહે વીસ્તાર–અહોહો

જગતની પુર્વે આપ હતા પ્રભુ, પ્રલય પછી ૐ કાર;
તેજ ચરાચરનાં પીતાશ્રી, નિરાકાર સાકાર–અહોહો.

અનન્ય શરણે ભકિત વડે જીવ, દુસ્તર માયા તરનાર;
'જમનાદાસ' શ્રીનાથ ભજે તો, જરૂર બેડો પાર–અહોહો



## રાગ-સોયણી, યા, બરહંસ.

પ્રભુ તું વિશ્વ સકળ સૃજનારો;
કર્તા છતાં છે ન્યારો— પ્રભુ તું.

દૈવિ આસુરી બે રચી માયા, ત્રણ ગુણ તેમાં પસારો;
ત્રણ ગુણોથી પંચભુત છે, નામ રૂપનો વધારો-પ્રભુ તું.

પંચભુતનાં પુતળાં સૌ છે, જડચેતન દિલ ધારો;
આદિ અંતમાં છે નહીં માયા, મધ્યે મ્હારો ત્હારો-પ્રભુ તું.

આ પૃથ્વીમાં બે લાખ માનવ, નિત્ય મરણ થનારો;
બે લાખ બાળકો રોજ જન્મે, જમે ઉધાર વિચારો-પ્રભુ તું.

જીવ અંશ પર માયા ફેલાવી, તુજને ન દેખે બિચારો;
'જમનાદાસ' માયા ખેંચો પ્રભુ,
લક્ષ્મીપતિ પ્રાણ પ્યારો-પ્રભુ તું.



## રાગ-સોયણી, યા બરહંસ.

કૃષ્ણજી રસ સ્વરૂપ રસીલા;
અનેક રૂપે છે અકીલા— કૃષ્ણજી.

ક્યાંક રમે અપ્રગટ રૂપે, ક્યાં પ્રગટી કરે લીલા;
ક્યાંક ભુલેલો ક્યાંક જાગેલો, એકનાં એક છબીલા-કૃષ્ણજી.

સ્વઇચ્છાથી પ્રગટી સ્થાપે, ધર્મ સનાતન ચીલા;
પ્રભુજી પલમાં ચાહે તે કરે, મનોહર મન હરીલા-કૃષ્ણજી.
સત અસત, સત* અસતાતીત, એક મેવ રંગીલા;
અનન્ય ભક્તિથીજ મળે છે, 'દાસ' પ્રભુ મોજીલા-કૃષ્ણજી



રાગ-ગોડી, યા, ભજન. ૪ કિર્તનો સુધી.

નાથ કયસે ગજકે બંધ છુડાયો, જેવુ.

પ્રભુ તુજ ભક્તિની હું પ્યાસી;
ભક્તિ સુંદરીની મુક્તિ છે દાસી— પ્રભુ.
સાધન મુખ્ય છે તારી ભક્તિ,
બીજા તપ વૃત ઉપવાસી;
તું તો પ્રગટ છે નિર્ગુણ ભક્તિમાં,
છોડી બીજાની મેં આશી-પ્રભુ.
જમુનાનાં ઘાટમાં બટબંસી વાટમાં,
માયા મુકીને હું નાસી;

* સત ને અસતથી પર.

પુરૂષોત્તમ પ્રભુ રસ સ્વરૂપ તું,
રસ બસ કર એક રાશી-પ્રભુ.

સુંદર વરજી સુણો મારી અરજી,
રાખો ચરણની પાસી;
વ્રજજનનાં વિભુ પ્રાણ વિલાસી,
'જમનાદાસ'ની કાપો ફાંસી-પ્રભુ.



રાગ-ગોડી, યા, ભજન.

પ્રભુ તારા અગણીત છે ઉપકાર;
વરણું વાણીથી શું વિસ્તાર ?—
ભરતખંડમાં ઉત્તમ કુળમાં, જન્મ દીધું સંસાર;
ગર્ભવાસમાં જઠરાગ્નિથી, રક્ષા કીવી પારાવાર-પ્રભુ.

જનની જઠર જન્મ્યો જે દીનથી, દુધ દીધું કીરતાર;
સૂર્ય પ્રકાશને વાપરૂં ફોગટ, એ ઉપકાર અપાર-પ્રભુ.

ગંગા જમુનાનાં જલ મેં પીધાં, આપ્યું નહીં તલભાર;
પવન વરસાદનું લીધું પરસાદ, રાખી ન તુજ દરકાર-પ્રભુ.

આંધળા પાંગળા બેરા ને મુંગા, ના કીધાં રાખી સંભાર;
પાછળ જન્મેલા આગળ ચાલી ગયા, રાખ્યો જીવંત મને સાર-પ્રભુ

આપ ઉપકારો જાણે જે જન તે, આપજ શરણે થનાર;
જાણ્યા છતાં તવ ચરણ તજે જે, દુષ્ટાત્મા તે ભૂભાર-પ્રભુ.
સાગર બિંદુથી અધિક ઉપકારો, પતિતોનો હું સરદાર;
'જમનાંદાસ' છું ગુન્હેગાર, કૃપાસિંધુ જયકાર-પ્રભુ.



રાગ—ગોડી, યા, ભજન

જીવડા, ભકિત વિનાનાં ભટકા;
એનાં કાળ કરે છે કટકા—જીવડા.

ધુળ રાખનાં ચાર દિવસનાં, ક્ષણીક સુખમાં અટકા;
ભકિત વિનાનાં ભૂત ગણાણાં, ખાશે આખર ડચકાં-જીવડા.

વસ્યા મહેલમાં રખડયા મોટરમાં, કપડા પ્હેરી કીધાં લટકા;
ભકિત વિનાનું સૌ ધુળધાણી, ભરવા શું ધનને બટકા?-જીવડા

મન વાણી કાયા ધનને શકિત, સેવામાં આવે છે જટકા;
પર ઉપકાર ન કીધું જીવનમાં, રડી જાશે મન ખટકા-જીવડા

ભકિત વિનાનું જ્ઞાન વૈરાગ, યોગ નકામાને પટકા;
ભકિત વડે તરે ભવને જરૂર, ન્યાય સાચો કુદરતકા-જીવડ

પુર્વે દીધું તે પામ્યા અત્યારે, હવે ભરો પુન્ય મટકા;
'જમનાંદાસ' ભકિત દ્રઢ થાયે, સેવો સત્સંગ પ્રગટકા-જીવ



## રાગ—ગોડી, યા ભજન

જીજ્ઞાસુની વચલી દશા.

શ્યામ મારી બેડલી ડોલા ખાય;
ભર દરીયામાં ડૂબતી જાય—શ્યામ.

આ માયાનો કિનારો મેં છોડયો, સાંમે તારો ન દેખાય;
પુરૂષારથ સઠ ફાટવા લાગ્યો, પાણી મનમાં ઉભરાય-શ્યામ.

કામ ક્રોધાદી મગર મચ્છો, સાંમે ખાવાને ધાય;
દીશા સુઝે ના નૌકા તુટી, હાથ હોડી ન સચવાય-શ્યામ.

મૃત્યુ લોક માયાપુરી તજીને, અચ્યુતપુરે જીવ ન્હાય;
પણ પ્રભુ અધ વચ્ચે લટકું, તુજ વિણ કોના સ્હાય?-શ્યામ.

શ્રી નારાયણ છો તારાયણ, કરૂણાથી માર્ગ કપાય;
ભવસાગરમાં ભુલ્યો છું તુજને, કેવલ શરણું ઉપાય-શ્યામ.

ન્હાવ હૃદયનો સોંપ્યું તુજને, આપ કરો તેમ થાય;
દીન દયાળુ હવે હાથ ઝાલો, 'જમનાંદાસ, લાગું પાય-શ્યામ.



## રાગ—ભૈરવી લાવણી.

પુરૂષોત્તમ પ્રભુ ભકતવત્સલ, શ્યામ સુંદર ગીરધારી હય,
કૃષ્ણ કનૈયા, બંસી બજૈયા, ખેલત કુંજબિહારી હય—ટેક.

## ૭૫

સાખી

અગાધ તેરા રૂપ હૈ, વ્યાપક સર્વ અપાર;
આપને ભક્ત કે કારણે, પ્રગટયા વારંવાર;
બિરદ તેરા અચલ ચેહી હૈ, કૃપાપાત્ર ઉધ્ધારી હય;
કૃષ્ણ કનૈયા, બંસી બજૈયા, બેસત કુંજ વિહારી હય-પુરૂપો.

સાખી

સાકાર તું નિરાકાર હૈ સમજુ હૈ અજ્ઞાત;
નિજ ભક્ત કે પ્રેમ વશ, દર્શન પ્રગટ દે જાત;
તેરી લીલા મેં લીન હો જાઉં, કૃપા કરો હિતકારી હય;
કૃષ્ણ કનૈયા, બંસી બજૈયા, બેસત કુંજ વિહારી હય-પુરૂપો.

સાખી

ગોપીજન વલ્લભ પ્રભુ, પલમેં કરે જો ચ્હાય;
જો જો ભક્તકી વાંછના, સફળ કરે હોઈ સ્હાય;
તેરી છબી ઘટ ઘટમેં ભાસે 'જમનાંદાસ' અર્જ ડારી હય;
કૃષ્ણ કનૈયા, બંસી બજૈયા, બેસત કુંજવિહારી હય-પુરૂપો.



## રાગ—ભૈરવી, કે ખ્યાલ.

૩ કિર્તનો સુધીનો એકજ રાગ.

સીતા સુની રામ બીનાં,
ગોપી સુની શ્યામ બીનાં;
*રસના સુનિ હરિનામ બિનાં,
મુક્તિ સુનિ નિજ ધામ બિના-સીતા.

ગુરૂ સુનાં ઉપદેશ બિનાં,
જાપ સુનાં હંમેશ બિનાં;
પ્રજ્ઞા સુનિ આદેશ બિનાં,
લક્ષ્ય સુનાં નિજ દેશ બિનાં-સીતા.

હાથ સુનાં દાન ધર્મ બિનાં,
ધર્મ સુનાં હૈ મર્મ બિનાં;
દેહ સુનાં શુભ કર્મ બિનાં,
નારી સુની હૈ શર્મ બિનાં-સીતા.

યશોદા સુનિ ગોપાલ બિનાં,
નંદ સુનાં નંદલાલ બિનાં;
કથા સુનિ કૃષ્ણ ખ્યાલ બિનાં
શીષ્ય સુનાં ગુરૂ દલાલ બિનાં-સીતા.

સતિ સુનિ સ્વપતિ બિનાં,
ગતિ સુનિ સુમતિ બિનાં;

---

* જીભ

યોગ સુનાં હૈ યતિ બિનાં,
ભોગ સુનાં સંપત્તિ બિનાં-સીતા.
સાગર સુનાં લહેર બીનાં,
'જમનાંદાસ' પ્રભુ મહેર બીનાં
લક્ષ્મી સુનિ *ખેર બિનાં,
સ્નેહ †સુનાં નિર્વૈર બિનાં-સીતા.



રાગ— ભૈરવી, કે ખ્યાલ.

બંસી સુનિ બ્રજરાજ બિનાં, નૃપતિ સુનાં તાજ બિનાં
ભાગ્ય સુનાંપુરૂષાર્થ બિનાં ધન સુનાં પરમાર્થ બિનાં-બંસી
ચાતક સુનાં સ્વાંત બિનાં, ચાતુર સુનાં બાત બિનાં;
મીન સુનિ હૈ પાની બિનાં, યારી સુનિ કુલ બાની બિનાં-બંસી
લગ્ન સુનાં હૈ પ્રેમ બિનાં, પ્રેમ સુનાં હૈ રહેમ બિનાં;
ગૃહ સુનાં હૈ નારી બિનાં, નારી સુનિ પતિ યારી બિનાં-બંસી
લક્ષ્મી સુનિ શ્રીઅંગ બિનાં, સ્નાન સુનાં જમનાં ગંગ બિનાં;
કર્મ સુનાં ઉમંગ બિનાં, જ્ઞાન સુનાં અસંગ બિનાં-બંસી
ભકત સુનાં શ્રી ભક્તિ બિનાં, ઇચ્છા સુનિ હૈ શક્તિ બિનાં;
પ્રેમ સુનાં પ્રેમ પાત્ર બિનાં, દાન સુનાં સુપાત્ર બિનાં-બંસી
આશ્રમ સુનાં યોગી બિનાં વૈદ્ય સુનાં હૈ રોગી બિનાં;
ચકોર સુનાં ચદ્ર બિનાં, 'જમનાંદાસ' કૃષ્ણચંદ્ર બિનાં-બંસી

---

* દાનધર્મ †સ્નેહમાં વેર હોતું નથી.

## રાગ—ભૈરવી, કે ખ્યાલ

જ્ઞાન સુનાં હૈ ધ્યાન બિનાં, ધ્યાન સુનાં સ્વ-ભાન બિનાં;
ગોર સુનાં યજમાન બિનાં, નાવ સુનાં સુકાન બિનાં-જ્ઞાન.

મૃગ સુનાં કસ્તુરી બિનાં, શૂર સુનાં બહાદુરી બિનાં;
મુરલી સુનિ અંગુરી બિનાં, ધીરજ સુનિ સબુરી બિનાં-જ્ઞાન.

ખેડુત સુનાં ખેત બિનાં, સ્મશાન સુનિ પ્રેત બિનાં;
પુત્ર સુનાં માત હેત બિનાં, ભકત સુનાં પ્રભુ ભેટ બિનાં જ્ઞાન

ગાન સુનાં કછુ રાગ બિનાં, વૈરાગ સુનાં હૈ ત્યાગ બિનાં;
પાપ સુનાં દિલ આગ* બિનાં, પીંડ સુનાં હૈ કાગ બિનાં-જ્ઞાન

પૂજા સુનિ ભાવ બિનાં, સરિતા સુનિ નાવ બિનાં;
તૃષ્ણા સુનિ લાવ લાવ બિનાં,
મેમાન સુનાં આવ આવ બિનાં-જ્ઞાન

તંબુરા સુનાં તાર બિનાં, કર્મ સુનાં વિચાર બિનાં;
અશ્વ સુનાં હૈ સ્વાર બિનાં, 'જમનાંદાસ' હરિ દ્વાર બિનાં-જ્ઞાન



---

* પોતાનું પાપ સંતાડે, છતાં, પોતાને બાળે-ડંખ્યા કરે છે.

## રાગ—જીલા દાદરા

૧૧ કિર્તનો સુધી એકજ રાગ.

પરદેશી સૈયાં, નેહા લગાયે દુઃખ દે ગયો-જેવું

યા, અટારિયોંપે, ગીરારે કબુતર આધિ રાત, જેવું રાગ.

પ્રેમીનાં પ્રીતમ, પ્રેમ સ્વરૂપ બ્રજ રાજ છો;
બ્રજરાજ છો, શીરતાજ છો, રસરાજ છો. માહારાજ છો-પ્રેમી

અંતરયામી કૃષ્ણચંદ્રજી, સુદામા જીવ શરીર;
જીવ સુદામા ભ્રમથી દુઃખીયો, કૃષ્ણ કૃપાથી અમીરરે-પ્રેમી

હનુમાનજી હાર હીરાનો, છોડયો રામ વિનાનો;
તેવી નિષ્કામી ભક્તિમાં, સ્વરૂપ આપો પોતાનોરે-પ્રેમી

લાખ ઉપાયે પ્રેમ વિનાં પ્રભુ, મળો ન પ્રાણાધાર;
પ્રેમથી બાંધો પ્રેમે બંધાઓ, શ્યામ પ્રેમ જયકારરે-પ્રેમી

ચંદ્રહાસ ધ્રુવ પ્રહ્લાદ બાળક, વિદુર ભાવ આધીન;
ગોવર્ધન દીનતામાં રાજી, 'જમનાંદાસ' આ દીનરે-પ્રેમી



## રાગ—જીલા દાદરા

આ દુઃખ રૂપ જગમાં, શ્યામ શરણ વિશ્રામ છે;
વિશ્રામ છે, આરામ છે, સુખધામ છે, તમામ છે-આ દુઃખ

પરં પુરૂષ ને અનન્ય ભક્તિ, થીજ પામી શકાય;
જાણી શકાયે ભેટી શકાયે, તદ્રૂપ જીવ થઇ જાયરે-આ દુઃખ

ધર્મ અર્થને કામ મોક્ષ, આવે ભક્તિથી ઘેર;
કૃપા સિંધુની કૃપા ભક્તિથી, સઘળે લીલા લ્હેરરે-આ દુઃખ.
શરણથી ભાગ્ય પલટાયે, થાય પાપી ઉધ્ધાર;
ભક્તને અજીત બળ પ્રભુનું, ગાજે સરજનહારરે-આ દુઃખ.
વસ્તુ જડી છે જેને ઉરમાં, શાંત સ્થિર ખાય ચૂપ
'જમનાદાસ' ગુરૂ ગમ છે, કૃષ્ણચંદ્ર સ્વરૂપરે-આ દુઃખ.



રાગ—જીલા દાદરા.

અમો પંખીદા, વૈકુંઠ પ્રભુજીનાં ગામનાં
પ્રભુ ગામનાં, શ્રી શ્યામનાં, નિજધામનાં, શ્રીરામનાં-અમો
સંસાર વૃક્ષ ઉપર વસીયે દુઃખ દેવા નવ જઇએ;
પ્રભુની વિશ્વ વાડીમાંહી સૌને સુખડાં દઇએરે-અમો.
દેહનાં દુઃખને સુખ માનીને, વિવેકે પ્રભુમાં વસીએ;
અહીં આવ્યા પરમાર્થ માટે, લીલા જોઇ હસીએરે-અમો.
અમો કોઇનાં બંધનમાં નહીં, હમણાં ઉડી જાશું;
જીવ જગાવી યાદી દઇને, અસંગ આરામ ખાશુંરે-અમો.
લોક નદેહનું મહીમા જાણે, જન્મ્યા છીએ શા માટે ?
સુખ શાંતિનું ભાન કરાવા, રહીએ સત્સંગ હાટેરે-અમો.
દેહ ભાવને જીવ ભવનો, સંબંધ જુઠો જાણો;
'જમનાદાસ' આત્મ ભાવતો, અખંડ રહી કમાણોરે-અમો.

રાગ—જીલા દાદરા.

અંતકાળની પ્રભુને આર્દ્ર પ્રાર્થના

શ્રી કૃષ્ણ પીતાજી, આખરની અણીએ આવજો;
હાં આવજો, દયા લાવજો, વેગે ધાવજો, બોલાવજો-શ્રી
મરણ વેળા અવરી અટપટ છે, શુધ્ધિ છુટી જાવે;
પ્રાણ છુટે આ દેહ મિત્રથી, કૃષ્ણ નામ મુખ આવેરે-શ્રી
જેવી મતિ અંતકાળે રહે છે, તેવી ગતિ અમ થાય;
પ્રભુ માગું છું અંતે મતિ તવ, યુગલ ચરણમાં જાયેરે-શ્રી
જલદી શ્યામ પધારી મારી, સન્મુખ ઉભા રે'જો;
મુજ ચિતવૃત્તિ બીજે ન જાયે, જીવ સ્વિકારી લેજોરે-શ્રી
જન્મ મરણની ઇચ્છા નથી પણ, કરાવવી હોય સેવા;
જયાં મુકો ત્યાં અનન્ય ભકિત, સાથ જદીશ વાસુદેવારે-શ્રી
બે હાથ માથું ચરણે મુકી, 'જમનાદાસ'ની અરજી;
સુંદરવરજી નાથ પછી તો જેવી તમારી મરજીરે-શ્રી



રાગ—જીલા દાદરા.

ગુરૂનાં ઘરમાં નિશદીન જ્ઞાન પ્રભાત છે
પ્રભાત છે, નહીં રાત છે, એક જાત છે, નીરાંત છે-ગુરૂ.
કોણ બતાવે વાટ ગુરૂ વિણ, અહંકાર છે આડો;
કંઇક જન્મથી માયા ખાઇ, થયો છે રાવળો પાડોરે-ગુરૂ.

કામ ક્રોધ એ છ શત્રુઓ, અંદર છે પોતામાં,
ગુરૂ વિનાં એ કોણ કહે કે, "એને વશ તૂં થામાંરે-ગુરૂ.
આનંદ બ્હાર નથી વિષયમાં; સુખ છે ૐ નિજઘરમાં;
ભાવ પ્રમાણે ફલ પ્રભુ દે, વ્યર્થ ચોરાશી ફરમાંરે-ગુરૂ.
તૂં કહે કે મુજમાં 'હું' નથી, પણ છુપો હું ખાયે;
કંઈક 'હું' જો રહી જાય તો, હરિ દર્શન ના થાયેરે-ગુરૂ.
નરને તારે છે નિજ કરણી, નથી તૂં જડ શરીર;
આવું જ્ઞાન ગુરૂનાં મુખમાં, 'જમનાંદાસ'નું તીરરે-ગુરૂ.



રાગ—જીલા દાદરા.

યોગભ્રષ્ટ.

પુર્વાભ્યાસીને, પ્રભુ ચરણોમાં એક ધ્યાન છે;
એક ધ્યાન છે, ગુલતાન છે, મસ્તાન છે, એ ભાન છે-પુર્વા.
બહુ જન્મથી યત્ન હોય તો, છેલ્લો જન્મ આવે;
અચલ ધુન લાગે છે તેને, બીજે ચિત્ત ન જાવેરે-પુર્વા.
સ્થિર ચિત્તને ત્રણે કાળમાં, જગત નહીં દેખાય;
દેખે તો સૌ પ્રભુની લીલા, આનંદે મલકાયરે-પુર્વા.
તત્ત્વ મર્મ જાણ્યો જેણે, સાચા પ્રેમ સીંધુંનો;
હરિ રસમાં તે ડૂબી જાયે, કૃષ્ણ કૃપા બિંદુનોરે-પુર્વા.
છેલ્લા જન્મે દેહાધ્યાસની, વાત હોય ના ભાઇ;
'જમનાંદાસ' વંદન તેને, જાય કૃષ્ણે શમાઇરે-પુર્વા.

## રાગ—જીલ્લા. દાદરા.

ચિત્ત ચોર

શ્રી કૃષ્ણચંદ્રજી, ગોપીજનોનો ચિત્ત ચોર છે;
ચિત્ત ચોર છે, એનું જોર છે, જેવો તોર છે, વાત ઓર છે-શ્રી
બળી રાજાની ત્રણ પગલામાં, ચોરી પૃથ્વી સાજી;
પણ દીધું સ્વરૂપ પોતાનું, વામન બળીપર રાજીરે-શ્રી.
ગોપીઓનું ચિત્તડું ચોરી, કૃષ્ણ સ્વરૂપે કીધી;
સુદામાજીનાં તાદુલ ચોરી, અખૂટ સંપત્તિ દીધીરે-શ્રી.
જેની જેવી ભક્તિ પૂજા, જેની જેવી સેવા;
નિજ જનનું હરિ ભાવ ચોરીને મન વાંછીત દે મેવારે-શ્રી.
પ્રભુ પાસ જતાં જે વસ્તુ, વૈષ્ણવને અટકાવે;
તે વસ્તુનું હરણ કરી હરિ, ગૌ લોકે બોલાવેરે-શ્રી.
ભાગ્યશાળીનું કૃષ્ણ ચોરે, અભાગીનું જમ ચોરે;
પ્રભુનું પ્રભુને સોંપી દે તો, બેસે હરિનાં ખોરેરે-શ્રી.
વસ્તુનો હરિ ચોર નથી પણ, ચોર છે પ્રેમનો ખાસ;
ધન્ય જેનું હરિ ચોરે, આખો, ચોર્યો 'જમનાદાસ'રે-શ્રી.

——:o:——

## રાગ—જીલા. દાદરા.

ઈશ્વરની સત્તા, સર્વ સ્થળે છે સર્વોપરી;
સર્વોપરી, છે શ્રીહરિ, સેવા કરી, જાયે તરી-ઇશ્વર.

ધન જોબનને રાજયની સત્તા, ઇશ્વર પાસ બિચારી;
માયીક સ-તા નશ્વર જાણો, કાળ ફરે ખુવારીરે-ઇશ્વર.
ઇશ્વરી દૈવી અજીત સત્તા, જરા જુઓ ઉર છેક;
સૌ ઘટમાં રહી સૌને નચાવે, જયાં ત્યાં એકનો એકરે-ઇશ્વર.
ચૌદ બ્રહ્માંડે જેની સ-તા, ભકતને રક્ષે માથે;
શરણાંગતને મહા બળ આપે, નીડર ફરે હરિ સાથેરે-ઇશ્વર
સૌપર ઇશ્વરની સ-તા છે, જાણે વિરલા કોય;
'જમનાદાસ' આંટી છુટી તો, પછી પ્રભુને જોયરે-ઇશ્વર.



રાગ—જીલા. દાદરા.

ઇશ્વર રુપ વિશ્વને ઠગી શકાતું નથી.

છેતરશો કોને? પ્રભુ સીવાયે બીજો છે નહીં;
હું છે નહીં, બીજો નહીં, સાચે નહીં, નહીંરે નહીં-છેત.
ભાઇ તમે જગત છેતરશો, પણ જગ નહીં છેતરાશે;
કારણ જગત તો છેજ નહીં, પ્રભુજ છે દેખાશેરે-છેત.
પ્રભુજીને છેતરશો બાપુ, પ્રભુ નથી છેતરાતા;
છેતરાય છે જીવ પોતે, આવું સમજો ભ્રાતારે;-છેત.
કપટ કાઢી દિલ ચોખું ધોવું, એટલે સુધી ધોવાય;
કે પ્રભુને બિરાજવાની, મરજી સહજે થાયરે-છેત
શ્રીસ્વામિ ભજી ચર્મ દ્રષ્ટિ તજી, ભજનથી કારજ સરશે;
પ્રભુ કૃપાથી સૌ સુખ મળશે, 'જમનાંદાસ' તે તરશેરે-છેત.

## રાગ—જીલા દાદરા.

### શ્રી સત્સંગ મહીમા.

સત્સંગત ભાઈ, સંસારમાં સુખદાઇ છે;
સુખદાઇ છે, સગાઇ છે, કમાઇ છે, દવાઇ છે-સત્સં

પાંચ ભુતનો સૌ પસારો, કર્મનો વ્યાપાર;
સૌ જીવો રમે *બાવનમાં, વિરલો †બાવન બ્હારરે-સત્સં.

ભગવત પ્રેરણાં તેમાં થાયે, 'હું' નથી હોતું જ્યારે;
'હરિ' હોય તો 'હું' ન હોયે, ઇશ્વર પ્રેરિત ત્યારેરે-સત્સં.

જ્યાં સુધી દેહમાં હું પણું છે, હરિ દર્શન ન થાયે;
જીવ તરંગ લ્હેરી મટે તો, દરીયો સ્પષ્ટ દેખાયેરે-સત્સં.

‡વ્યસની સંગે જીવ પલટાયે, ગુમાવો નહીં આ તક;
જો નર દેહે તક ગુમાવી તો, ચાલ્યું જાશે હકરે-સત્સં.

પારસમણી લોઢાને સ્પર્શે, લોઢું સોનું થાય;
'જમનાંદાસ' સત્સંગે નર, નારાયણ બની જાયરે-સત્સં.



---

*વૈખરી માત્ર બાવન શબ્દોમાંજ છે.

† ચારે વાણીણી પર ત્રિગુણાતીત વિરલો.

‡ પ્રભુ ભકિત જ્ઞાનનો વ્યસનિ-પાકો રંગાયેલો.

રાગ—જીલ્લા. દાદરા.

કરણીનું મહીમા, શાસ્ત્રોમાં અપરંપાર છે;
અપાર છે, જયકાર જે, અવતાર છે, ઉધ્ધાર છે-કરણી

ભક્તિ શરણું સ્મરણ સેવા, કરણી ગણાયે અખંડ;
સર્વ જીવને કર્મ પ્રમાણે, ફળદાતા શ્રીમુકુંદરે-કરણી.

દેહ જાય પણ ભક્તિ ધર્મ, કદી ન છોડો ભાઈ;
દેહ બીજો મળે ધર્મ ન મળશે, ધર્મની સાચી સગાઇ-કરણી.

પારસથી લોઢું પલટાયે, કરણીથી જીવ પલટાયે;
દુષ્ટાત્મા પણ માહાત્મા થાયે, કીટ ભ્રમરીનો ન્યાયરે-કરણી.

પોતાની કરણીથી તરવું, જીવતે કરણી થાય;
પાર ઉતરણી કરણીથી નર, નારાયણ બની જાયરે-કરણી.

ભુત ભવિષ્યની ચીંતા તજી હું, પ્રભુને સોંપી દઇએ;
'જમનાંદાસ' કરણી કરીને, આજનો લ્હાવો લઇએરે-કરણી.



રાગ—કેદારો.

૨. કિર્તનો સુધી.

રસનાં રટ રાંમને દિન રાત; ટેક
ખસ નાં હરિથી ગુણ ગાતગાત— રસનાં.

આ સંસાર છે અસાર, સ્વારથીઓ ફોલી ખાત;
ધન ખુટે, મારે છે લાત, ખસનાં હરિથી ગુણ ગાતગાત-રસનાં.

રાજ્ય સંપત્તિ ઠાઠમાઠ, ગયા મોટા તો, શું તારી વાત?
જો હોય તો દે ઉદાર હાથ, ખસનાં હરિથી ગુણ ગાતગાત?-રસનાં
સેવા ભક્તિ દાન ન્હાત, કરવું ધર્મ ભાંત ભાંત;
જમનાંદાસ' પછી નીરાંત, ખસનાં હરિથી ગુણ ગાતગાત-રસનાં.



રાગ—કેદારો.

પ્રભુ નાંમ સ્મરણ જીવ પાપ ધોય;—ટેક.
પાપ ધોય ને હુંપણું ખોય-પ્રભુ.
ઈશ્વર અંશ જીવ અવિનાશી, ભુલ્યો ભમે લક્ષ ચોરાશી;
નામથી છુટે જમ ફાંસી, વાસુદેવ મય સૌ જોય-પ્રભુ.
ગુરૂ વચનમાં રાખો લક્ષ, પ્રભુ લેશે તેવાનો પક્ષ;
ખાય ન તેને કોઇ યક્ષ, 'જમનાંદાસ' આનંદ હોય-પ્રભુ.



રાગ—રાસુડો.

૩. કિર્તનો સુધી.

મથુરાંમાં, હરિને જાવા નહીં દઉરે, જેવું રાગ.

મારા ગુરૂએ કહ્યું કંઇક કાનમાંરે—ટેક
હું તો મસ્ત ફરૂં છું હરિ ધ્યાનમાંરે-મારા.
શ્યામ સુંદરમાં સુરતી જાગીરે (૨)
મારા અંતરની ભ્રમણાં ભાંગીરે-મારા.

એ હાં ! ભક્ત ભગવાનની પ્રીતડીરે (૨)
અનુભવી જાણે એની રીતડીરે-મારા.
હવે સોંપ્યું છે ન્હાવ હરિ હાથમાંરે (૨)
સદા રહેશું શામળીઆની સાથમાંરે-મારા.
ભવ ભય છેદી અભયને કીધુંરે (૨)
'જમનાંદાસ' હરિરસ પી લીધુંરે-મારા.



રાગ—રાસુડો.

રાધે શ્યામને ભજો તો બેડો પાર છેરે—ટેક
હરિ ભજ્યા વિનાનો ગુન્હેગાર છેરે-રાધે.
*કમાણીમાં રૂપીઆનું સવા કરોરે (૨)
છેવટ †રૂપીઆનું રૂપીયો તો ખરોરે-રાધે.
રાજી ખુશીથી માયાને મુકોરે (૨)
નહીંતો જમ છોડાવશે દઈ દુઃખોરે-રાધે.
પાપ કરતી વેળા ભાન ના રહેરે (૨)
ફળ દુઃખ ભોગવતાં ના સહેરે-રાધે.

* દેહ પડયા પછી બીજું દેહ મળે નહીં, કદી મળે તો, અત્યારનાં દેહ કરતાં ઉચ્ચ કોટીમાં, તે સવા રૂપીયો.

† છેવટ અત્યારે છે, તેવુંજ પાછું મળે તે. એટલી તો કરણી અવસ્ય કરવી.

ભલે થયું તે થયું, હવે આજથીરે (૨)
નવા કર્મ સુધારોને લાજથીરે-રાધા.
અંતર્યામી જાણે છે સૌ ઘટનીરે (૨)
'જમનાંદાસ' ત્રાટી અંતર પટનીરે-રાધે.



રાગ—રાસુડો.

આવો આનંદ સાગરમાં નાહીએરે;-ટેક
ચાલો વૈકુંઠ વાટે હરિ ગાઇએરે-આવો.
મીઠાં મધુરાં પ્રેમાનંદ પાન છેરે (૨)
જેને લાગે પ્રીતિનું જો તાન છેરે-આવો.
નિશ્ચલ ભક્તિને હૈયે અમલમાંરે (૨)
સીંહણ દુધ પચેના દુર્બલમાંરે-આવો
મધ્ય રાતે જેમ સૂરજ ના ઉગેરે (૨)
તેમ મેલું મન પ્રભુજીમાં ના પુગેરે-આવો.
એક રસ થઇ જાવું રસ બસમાંરે (૨)
ભલા ભાઈ પ્રભુથી જરા ખસમાંરે-આવો.
સાથે બેસીને લીન થાવું ધ્યાનમાંરે (૨)
'જમનાંદાસ' વસો ભગવાનમાંરે-આવો.



## રાગ—માઢ.

સતિ વારે વારે, ચીર સંભારે ધરે હરિનું ધ્યાન. જેવું રાગ.

પ્રભુ છો અમ સ્વામિ, અંતર્યામિ, ધરૂં તમારૂં ધ્યાન-ટેક
પ્રેમ સ્વરૂપ છો પ્રીતમ મારા, હવે ન છોડું નાથ;
અનેક જન્મે માંડ મળ્યા હવે, કેમ છોડું તવ હાથ?
છો સૌથી અસંગી, પણ મારા સંગી, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

સ્વાંત થશો તો ચાતક થઈ પીશ, સરોવર થશો તો મીન;
કમળ થશો તો ભ્રમર બની પ્રભુ, ચૂસીશ રસ થઇ લીન;
હવે છોડું ન તમને, મુકો ન અમને, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

ચંદ્ર થશો તો ચકોર બની પણ, જોવું તમારૂં શ્રીમુખ;
પ્રેમ થશો તો પ્રેમી બનું કારણ, કેવલ તમારી ભુખ;
જો કૃષ્ણ તો ગોપી, જીવન સોંપી, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

જો આપ મોતી તો દોરો હું તમમાં, નેત્ર તો સુરમો થનાર;
પૃથ્વી જો આપ, તો ઘાંસ હું છું પ્રભુ, તંબુરો છો તો હું તાર;
જો શ્યામ તો રાધા, મારાએ વાંધા, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

ગુરૂ છો આપ, હું શીષ્ય તમારો, આપ સાગર હું તરંગ;
શેઠ જો આપ, તો શેવક છું પ્રભુ દીવો તમે હું પતંગ;
તમે અમૃત હું પ્યાલો, લાગે બહુ વ્હાલો, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

વૃક્ષ જો આપ, તો પંખી હું છું હરિ, શીરનાં સાટે ના છોડું;
જન્મો જન્મનાં સંગી પ્રભુ તજી, હવે કોનાથી જોડું?
શ્યામ સુંદર આવો, ના તરસાવો, ધરૂં તમારૂં ધ્યાન-પ્ર

:હયનાં છો આપ હૃદયેશ્વર, સર્વસ્વ ધન ચર્ણપાસ;
ાવર્ધન ભકત વત્સલ 'જમનાં, દાસ' દાસાનુ દાસ;
માવો ઉરમાં શ્રીશ્યામ, બીજું શું કામ? ધરૂં તમારૂં ધ્યાન-પ્રભુ



રાગ— માઢ.

ત્રિવેણી.

શ્રી ગુરૂ મુખી જ્ઞાન ગંગોત્રી જે નાહ્યા;
જગતમાં તેજ કહેવાયા છે ડાહ્યા-શ્રી.

ભક્તિ શ્રી જમુનાં, શ્રી જ્ઞાન ગંગા;
બ્રહ્મ વિચાર સરસ્વતિ કહાયા;-શ્રી.

પ્રેમ સ્વરૂપ પ્રભુ, પ્રેણમાં પૂરાયા;
છુટી છે માયા ગોવિંદ ગાયા-શ્રી.

અનેકમાં એક દીસે, 'જમનાંદાસ' પાયા;
ભક્તિ નિસરણી ચડયા છે સતિ જાયા-શ્રી.



રાગ—ભૈરવી તાલ દીપચંદ. ૨. કિર્તનો સુધી.

રઘુપતિ રાંમ હૃદયમાં રેજોરે. જેવું રાગ—સાત વાર.

વ્હાલા પ્રભુ બાળકો આ વિચારોરે,
સાચા સત્સંગથી દીલ ધારો;
વ્હાલા પ્રભુ બાળકો આ વિચારોરે-ટેક

સોમવારે શામળીયાને ભજીયેરે,
દુર્જન સંગ ને નીંદા તજીયેરે;
ભક્તિ જ્ઞાન વૈરાગ્યને સજીયે-વ્હાલા.

મંગલવારે મંગલ ભગવાન છે,
જ્યાં યાદી ત્યાં એનું મકાન છે;
લાખો કોશ દૂર જો ગુમાન-વ્હાલા.

બુધે અભેદ બુધ્ધીમાં રમીયેરે,
ગુરૂ સંત પૂજ્યોને નમીયેરે;
પ્રભુ જે સ્થિતિ આપે તે ખમીયે.-વ્હાલા.

ગુરૂ દેવ ગોવિંદનાં દલાલ છે,
કરે કૃપાથીથી પલમાં ન્યાલ છે;
ગુરૂ મહીમા અજબ રાખો ખ્યાલ-વ્હાલા.

શુક્રવારે સુકૃતને કરવું રે,
દયા દાન દીનતાથી તરવું રે;
ઉર ભક્તિ ભંડારને ભરવું-વ્હાલા.

શની સેવા હનુંમાન જેવીરે,
જની જનાર્દન ભાવે સેવીરે;
સદા વૃત્તિ પરમાર્થે રે'વી.-વ્હાલા.

રવી આત્મ રવી શ્રી શ્યામ છે,
સર્વ પ્રાણી તણાં આત્મારામ છે;
'જમનાંદાસ ઠરવાનું ઠાંમ.-વ્હાલા.



### રાગ—ભૈરવી તાલ દીપચંદ.

શ્રીનટવર ઉરમાં પધારોરે, એક બાળક યાચે છે ત્હારો;
શ્રીનટવર ઉરમાં પધારોરે. ટેક

સર્વ જુદા શરીરોમાં તુંજ રમે, પ્રભુ એક સૌ જુદે ભાવે નમે;
એવી પ્રભુ દષ્ટિના ભુલીયે અમે. -શ્રીનટ

ભલે માલીક હોય દુનીયાનોરે, ભલે અઢળક હોય ખજાનોરે;
ભોગવવા જોઇએ પ્રભુનો પરવાનો. -શ્રીનટ

અંદર બ્હાર શામળીયાની મુર્તિ રે,
અંતર્મુખ રહે અમ સુરતિરે
ભકત સેવામાં રહે સદા સ્ફુરતિ. -શ્રીનટ.

નવ આવે મુખે કટુ વાણીરે, સેવા ભકિત અમારી કમાણીરે,
રાખો કરૂણાં પોતાનો જાણી. -શ્રીનટ.

કોઇના દોષ જોવા ન જાય દ્રષ્ટિરે,
દીનાનાથ કરો અમિવૃષ્ટિરે
'જમનાંદાસ' સુંદર પ્રભુ સૃષ્ટિ. -શ્રીનટ



### રાગ—ધોળ. રાસુડાનો.

પંદર તિથિઓ.

*સખી પડવેયે પ્રેમસ્વરૂપ, ગુરૂ મેં કીધાંરે;
શરણે રહી શ્યામ સ્વરૂપ, ઉપદેશ લીધાંરે- ૧

* બુદ્ધિ.

સખી બીજે શ્રીહરિને હું, બેઉ એક જોડીરે
એ *જોડીને કદી કોઇ, શકે ના તોડીરે; ૨

સખી ત્રીજે ભક્તિ ભગવાન, ભક્ત ત્રિપુટીરે;
અનન્ય ભક્તિમાં, ત્રિપુટી ટુટીરે ૩

સખી ચોથે ચોથું સ્વરૂપ, ત્રિગુણેથી ન્યારૂંરે;
શુદ્ધ સત્ય પૂરણ કામ, લાગે પ્યારૂંરે ૪

સખી પાંચમે પ્રેમાનંદ, અમિરસ ઝરતિરે;
નિજ ઘરમાં આવી સ્થિર બુદ્ધિ ઠરતીરે ૫

સખી છઠ્ઠીયે છબીલા લાલની સૌ લીલારે;
સૌમાં રહીને ખેલે ખેલ, પ્રેમ રસીલારે ૬

સખી સાતમે સત્ય સ્વરૂપ, દેહથી જુદારે;
વૈરાગ્ય ભક્તિ જ્ઞાને, અહંકાર છુંદારે ૭

સખી આઠમે અંતર સ્નેહ, વરે પ્રભુ રાજીરે;
જયાં ત્યાં છે એકનો એક, વિશ્વ પિતાજીરે ૮

સખી નવમીએ નિર્ગુણ નાથ, નિશ્ચય મહેલેરે
છે સર્વ તણાં આદિ, મધ્યને છેલ્લેરે ૯

---

*દેહ,ને જીવને કાળ છુટો પાડશે, પણ આપણે–હું–જીવ–પ્રભુનો અંશ–તેને ને શ્રીહરિને પૃથ્વીપ્રલયે પણ કાળ તોડી–જુદો પાડી શકશે નહિ. આપણે–હું કહેનાર સાડાત્રણ હાથનાં પંચભુતનાં હાડચર્મ દેહથી તદ્દન અલગ–જુદા છઇએ.

સખી દશમીયે દીનતાદાન, દયાથી તરવુંરે;
પરમાર્થ ભક્તિ ભંડાર, ઉરમાં ભરવુંરે. ૧૦

સખી એકાદશીયે એક, પ્રગટે ટાંણુરે;
જેનાં વડે સૌ આ છે, વિરલા જાણુરે. ૧૧

સખી બારસે *બાવન બ્હાર, બોલેના બીજોરે;
અહંમમ તજી પ્રભુનાં પ્રેમ, સાગરે ભિંજોરે. ૧૨

સખી તેરસે તે હૃદયે, હરિરસ ધારોરે;
જેવો ભાવ તેવા પ્રભુ છે, ભક્તોને પ્યારોરે. ૧૩

સખી ચૌદશે ચૌદ બ્રહ્માંડે, છલોછલ ભરેલારે;
જે પર ગોવિંદ ગાજે, તે જીવતે તરેલારે. ૧૪

સખી પુનમે પુરૂષોત્તમ, વિનાં સૌ કાચુંરે;
દીનતાથી 'જમનાદાસ', કહે સાવ સાચુંરે. ૧૫



## બારમાસી.

રાગ—શ્રીવલ્લભ ગુણ ગાવા ને ગાવા,

યા શીખામણ સંતતણી સાચી-જેવું.

પ્રથમ ભક્તિ સત્સંગથી ચાલે; સંતો સદા હરિરસમાં મ્હાલે
બૂડતાને ગુરૂ વિના કોણ ઝાલે?— પ્રથમ.

* ક ખ ગ વગેરે બાવન શબ્દોની વૈખરીથી પર-રહિત.

કારતકે કૃષ્ણામૃત પીવું; બધે પ્રભુ જાણી પાપે બીવું;
જુવો ગુરૂ જ્ઞાનનું લઇ દીવું— પ્રથમ.

માગસરે માધવની ભક્તિ; ગુરૂ શરણમાં પ્રગટે શક્તિ;
અનન્ય ભક્તિની દાસી મુક્તિ— પ્રથમ.

પોષે પુરૂષોતમમાં મોહશો, તો જમ નરક દ્વાર ના જોશો;
નરદેહ ખોશો તો બહુ રોશો— પ્રથમ.

માઘે મારા પ્રભુને ઘણી ખમ્મા; પ્રેમે પ્રભુવશ છે તો શી તમ્મા?
જેને ગાયે શક્તિ ને શીવ બ્રહ્મા— પ્રથમ.

ફાગણે ફાવી સંતોની વાડી; સાંભળી શીતલ થઇ છાતડી,
હરિગુરૂ સંતોની એક જાતડી— પ્રથમ

ચૈતરે ચિત્તની કરો લીનતા; પ્રભુ પ્રસન્ન થાયે જો દીનતા;
દીનતાથી એકતા, ટળે ભિન્નતા— પ્રથમ.

વૈશાખે વ્હાલામાં મન અટકે; શ્રીનાથની માયામાં ના સટકે;
હવે મારી બલા ચોરાશી ભટકે— પ્રથમ.

જેઠ ઝુંપડી બાંધો પ્રભુ ધામે; દેહ ઘર પડવાનો છે સામે.
કાયમનો સ્વદેશ હરિ ગામે— પ્રથમ.

અશાડે અતિથિ માફ કરે જો; ધન પ્રેમ જ્ઞાન દાને દેજો.
ગરીબ આંતરડીની દુવા લેજો— પ્રથમ.

શ્રાવણે સ્નેહ સૌથી જોડા; જોડલાનાં સ્નેહને ના તોડા;
પરસુખ જોઈ તોડવા ના દોડા— પ્રથમ.

ભાદરવે ભાવમાં શ્રીભગવાન; ભક્તિ વિનાં નર હડકાયો શ્વાન;
આયુઃ વહે છે ક્યારે થાશે ભાન?— પ્રથમ.
આશુમાં ટપકે વિરહ આંસુ; કોટી જન્મ પાપ બાળે એ આંસુ;
'જમનાદાસ' અંતરમાં એક થાશું— પ્રથમ.



રાગ—ધોળપદ. ૩ કિર્તનો સુધી.

પ્રેમની વાત છે ન્યારી, ઓધવજી. જેવું રાગ.

જેને શ્રી કૃષ્ણજી તારે,
તેને પછી, જમ, ને જગત જખ મારે-ટેક.
ગુરૂગમથી જેને *વસ્તુ જડી છે,
તે તો હીંમત નહીં હારે-તેને.
ભક્તવત્સલ ભગવાનની ભક્તિથી,
ભવભય ભાંગી ભેદ ટાળે-તેને.
સારનું સાર શ્રી કૃષ્ણ નામ તત્વ છે,
તાપ ત્રિવિધના ઠારે-તેને.
ઉંધું પણ સીધું થયું કૃષ્ણ કૃપાથી,
માયામાં વૃત્તિ શીદ ચારે?-તેને.
'મામેક† શરણં વૃજ' થયો જે,
'જમનાદાસ' જાઉં બલીહારે-તેને.

---

* સત્ય.

† मामेकं शरणंव्रज । श्रीगीता.

## રાગ—ધોળ પદ.

### શ્રી કૃષ્ણુ જન્માષ્ટમી.

જન્મ્યા શ્રી ગૌલોકવાસી, શ્રી કૃષ્ણુજી,
જન્મ્યા શ્રી વૈકુંઠવાસી—ટેક.

અલૌકીક લોકવત્, લીલા કરી છે,
છતેં અજન્મા અવિનાશી-શ્રી કૃષ્ણુ.

દૈવિને તારવા, આસુરી મારવા,
ચૂસી છે પૂતના માસી-શ્રી કૃષ્ણુ.

શ્રાવણ વદી અષ્ટમી, પ્રગટયા શ્રી ગોપાલ,
વસુદેવ દેવકી પાસી-શ્રી કૃષ્ણુ.

નંદ યશોદા ઘેર, ઉછર્યા બાળકવત્,
ગોપીજનોને નિત્ય આશી-શ્રી કૃષ્ણુ.

કંસને કાળ રૂપ, પ્રેમીને પ્રેમ રૂપ,
બાલ કૃષ્ણ લાલ સુખરાશી-શ્રી કૃષ્ણુ.

જેવી જેની દ્રષ્ટિ, તેવા તેને પ્રભુ,
નિજજનની કાપે જમ ફાંસી-શ્રી કૃષ્ણુ.

પૂર્ણ પુરૂષોત્તમ સ્વયં પરમાત્મા,
'જમનાદાસ' દર્શ પ્યાસી-શ્રી કૃષ્ણુ.



## રાગ—ધોળ ૫૬.

રાસ.

શ્રી બાલ કૃષ્ણ લાલ મારે હૈયે, ઓ બેનડી;
બાલ કૃષ્ણ લાલ મારે હૈયે— ટેક.
આનંદ પ્રેમ આવ્યું અલૌકીક અંગમાં;
હવે અમે હરિનાંજ છૈયે— ઓ બેનડી.
અષ્ટસીધ્ધિ નવનિધી, શ્રીજી ચરણમાં;
એ ચરણ શરણે જઇયે— ઓ બેનડી.
ચારે પુરૂષારથ ત્યાંથી મળે છે;
આવો લ્હાવો લઈ દઇએ— ઓ બેનડી.
કૃષ્ણ કૃપાજળ રેડે જેના પર;
એ સુખ મુખથી ન કહીયે— ઓ બેનડી.
જમનાદાસ કર જોડી ચરણમાં;
પ્રેમાનંદ સાગરે રહીયે— ઓ બેનડી.



## રાગ—હોરી, તાલ ધમાલ.

૮ કિર્તનો સુધી એકજ રાગ.

ધ્યાન-સ્મરણભક્તિ.

ધ્યાનકુ દ્દઢ કરો ભાઇ, ધ્યેયાકાર બનાઇ—ધ્યાનકુ.
લક્ષ્ય જન્મમેં ધ્યાન બિનાં, શાંતિ દિલ નહીં આઈ;

ધ્યાન ધ્યાતાકુ ખોવે ઘટમેં, ધ્યેય શ્રી હરિ પાઇ;
ભક્ત ભગવંત સગાઇ—ધ્યાનકુ.

પ્રત્યયમેં એકતાનતા ધ્યાન, અજપાજાપ જપાઈ;
નિવિષય મન પ્રભુકુ ભેટે, સરિતા સાગર શમાઈ;
પ્રભુજી ઘટ પ્રગટાઇ—ધ્યાનકુ.

ધ્યાનસે ધ્યેયકા અનુભવ કરકે, ધ્યાનકું છોડો ધ્યાંઇ;
સ્વસંવેદ્ય નિર્વિકલ્પ હય, મુંગે સાકર ખાઇ;
રસનાંસે કયસે બોલાઈ ?—ધ્યાનકુ.

પીંડ બ્રહ્માંડકુ ધ્યાન છોડકે, આગે પ્રાણ લેજાઇ;
જ્ઞાનસે ધ્યાન અધિક બતાવે, પ્રભુબિન સબકુ ઉડાઇ;
પીછે નહીં દ્વૈત લડાઇ—ધ્યાનકુ.

સ્નેહ દ્વેષ ભયસે તદ્રૂપ, સહજ ધ્યાન જગાઇ;
'જમનાદાસ' પ્રેમ ધ્યાન હય, ગોપી કૃષ્ણ કન્હાઇ;
મીટાવે દ્વૈત દૂજાઇ—ધ્યાનકુ.



રાગ—હોરી, તાલ ધમાલ.

જ્ઞાનિ ભક્તનું લક્ષણ.

જ્ઞાનિકા લક્ષણ બતાવે, *આદિત્ય જૈસા કહાવે—જ્ઞાનિ.
પ્રકાશ સ્વરૂપ એક સૂર્ય હય, વધગટ કબિ ન દીખાવે;

* સૂર્ય.

વધઘટ ચંદ્રમેં ઉમાસ પૂર્ણિમા, અંધકાર નસાવે;
સેવા નિષ્કામ બજાવે—જ્ઞાનિ.
જ્ઞાનિ સમઝા અંતર્યામિ, જ્ઞાન સ્વરૂપ પ્રભુ ગાવે;
સમદર્શી ઓર પૂર્ણ નિષ્કામી, સંગસેં તાપ બુઝાવે;
ભરમકી ધુલ ઉડાવે—જ્ઞાનિ.

ચરાચરમેં શ્રી વાસુદેવ, જ્ઞાનિકુ કાળ ન ખાવે;
નિર્દ્વન્દ્વ બાળકવત રહેવે, પ્રભુ બિન ઓર ન ભાવે;
એકત્વ સ્વરૂપેં શમાવે—જ્ઞાનિ.

સ્થિર સમાધાની પૂર્ણ તૃપ્ત, સંશય શોક તરાવે;
'આત્મૈવ' કહેવે કૃષ્ણ મહારાજ, જ્ઞાનિભક્ત પ્રભુ ભાવે;
'જમનાદાસ' શરણે જાવે—જ્ઞાનિ.



રાગ—હોરી, તાલ ધમાલ.

દ્રષ્ટિ જહાં પડતી હમારી, વહાં છબી એક તીહારી-દ્રષ્ટિ.
જ્ઞાનમેં તૂં હે પ્રેમ તંહી હૈ, સંતગુરૂ અવતારી;
જલમેં સ્થલમેં વાસ તુમારા, તૂંહી તં નંદદુલારી;
બિરાજે સૌ નરનારી—દ્રષ્ટિ.

*સાંદિપની ગુરૂ કે ઉર ચેલા, કૃષ્ણચંદ્ર મુરારી;
અષ્ટસખા શ્રી વલ્લભ સ્વરૂપે, પ્રગટે વારંવારી;
અજન્મા નિર્વિકારી—દ્રષ્ટિ.

* શ્રી કૃષ્ણ ચેલા છતાં ગુરૂ સાંદિપનીનાં હૃદયમાં અંતર્યામિ સ્વરૂપે તો હતાજ.

આકાશ પાતાલ સૂર્ય ચંદ્રમેં, મંગલમૂર્તિ તુમારી;
કપિલ નારદ વ્યાસ શુકજી, મીરાં ઘટ ગીરધારી;
પુત્ર પ્રહ્‌લાદ ઉગારી—દ્રષ્ટિ.

સબ જગામેં મકાન તુમારા, ઇષ્ટદેવ સાકારી;
અંદર બાહીર કૃષ્ણ તૂંહી તૂં, 'જમનાદાસ'ને ધારી;
કનૈયા જય બલીહારી—દ્રષ્ટિ.



## રાગ—હોરી, તાલ ધમાલ.

તારકતત્વ ભક્તિજ છે.

ભકિતસે નાં અધિકાઇ, પ્રભુસેં દેવિ સગાઇ—ભકિત.
ભકિત ભકતકુ પ્રભુ ભેટાવે, ભવભય બંધ છુડાઇ;
ભકિતસેં ભગવાન સુલભ હૈ, મીટે ચોરાશી ખાઈ;
કલીકાળે જીવ તરાઇ—ભકિત.

પરિક્ષિત શ્રવણસેં, શુક કિર્તનસેં, સ્મરણ પ્રહલાદજપાઈ;
પાદ સેવનસેં લક્ષ્મી માતા, પ્રભુ સ્વરૂપ કો પાઈ;
ભકિત મહીમા યે બતાઈ—ભકિત.

પૂજન અર્ચન પૃથુ ઉધવજી, હનુમાન દાસ્ય દીખાઇ;
સખ્યભકિત અર્જુન કીયા હૈ, આત્મ નિવેદન બલી જાઇ;
વામન ચરણે શમાઇ—ભકિત.

પ્રેમ લક્ષણાં ગોપી તર ગઇ, પાયા કૃષ્ણ કન્હાઇ;
ભકિત માર્ગ સ્હેલા કુલી મેં, તારક સબ બાઇ ભાઇ;
'જમનાદાસ' સુનાઈ—ભકિત.



રાગ—હોરી, તાલ ધમાલ.

શ્રી ગુરૂકી દિવ્ય પ્રસાદી.

ગુરૂને અબ દીખલાયા, ઘટમેં, ગોવિંદ પાયા—ગુરૂને
સતમેં પ્રેમ બઢાકે ગુરૂને, અસતસેં છુટાયા;
સત્ય અસત્યકી સમજ પડી અબ, સતમેં જીવ સમાયા;
ત્રિવિધ તાપ બુઝાયા—ગુરૂને

ઉપદેશ દીયા કાનમેં મેરે, ચેતનકુ હાં જગાયા;
શ્રી કૃષ્ણ સ્વામિ અંતર્યામિ, એકહી એકમેં નાહ્યા;
અનાદિકી છુટી માયા—ગુરૂને

દેહ અહંતા ગાગર ફોડી, મમતા નીર બહાયા;
ધન્ય ગુરૂદીની દિવ્ય પ્રસાદી, તૂહી તૂં જાપ જપાયા;
ભઇ અબ શીતલ કાયા—ગુરૂને

કૌન કરૂં ગુરૂ તુમકો ભેટ? તુમને સત્ય બતાયા;
'જમનાદાસ' મૈં જો કુછ દેવું, માયા અસત્ય કહાયા;
જયજય શ્રી ગુરૂ રાયા—ગુરૂને



## રાગ—હોરી, તાલ ધમાલ.

### યોગ માર્ગ

યોગ માર્ગ લીખાઇ, પતંજલી મુલ બનાઈ—યોગ.

ચિત્ત નાશકુ અષ્ટાંગ યોગ, યમ નિયમસેં ચડાઇ;
આસન પ્રાણાયામ પ્રત્યાહાર, સાધન પંચ કહાઇ;
બહીઃ રંગ શુધ્ધિ રખાઇ—યોગ.

ધારણા ધ્યાન સમાધી તીન, અંતરંગ બતાઇ;
ધારણા ધ્યાનમેં દ્વૈત ભાવ હૈ, સમાધી અદ્વૈત પાઇ;
સબીજ નિર્બિજમેં લાઇ—યોગ.

સપ્તભૂમિ શુભેચ્છા આદિ, સુવિચારણા દુજાઇ;
તનુમાનસા સત્વાપતિ ચોથી, અસંસક્તિ પંચ દીખાઇ;
પદાર્થા ભાવિની સ્હાઇ—યોગ.

તુર્યગા ભૂમિ સપ્તમ ફળ હૈ, વૃત્તિ નિરોધમેં જાઇ;
ઇડા પીંગલા સુષુમણા આગે, કુંડલી નાડી જગાઇ;
અષ્ટ સીધ્ધિકુ ભુલાઇ—યોગ.

પવન બિનાકા દીપવત્ ચિત્ત, સ્થિર આત્મા પ્રગટાઈ;
'જમનાદાસ' ચિરંશાંતિ પાવે, યોગ ગુરૂગમ સુનાઇ;
વિરલા સમજે ભાઈ—યોગ.



## ૧૦૫

### રાગ—હોરી, તાલ ધમાલ.

#### ભાગ્યની અનિવાર્ય ગતિ.

વાત જે કર્મે લખેલી, શકે ના ભાગ્યને ઠેલી—વાત.

વિધાતાનાં નિર્માણો પ્રથમનાં, ભુલાવે મતિને ભમેલી;
લાખ ચતુરાઇ ચુલે પડે છે, ભાવિની ગતિ ન ફરેલી;
કેવલ શ્રી હરિ છે બેલી—વાત.

પુત્ર પુત્રીનાં લગ્નનાં લેખો, લખાણાં ગર્ભમાં પહેલી;
માતાપીતા તો નિમિત્ત માત્ર છે, પ્રારબ્ધનાં ચેલા ચેલી;
કેવલ શ્રી હરિ છે બેલી—વાત.

તેજીમંદીનાં સૌ વેપારો, આવે મતિ કર્મે કરેલી;
થવાનું હોય તે પ્રથમ સુઝે, કરણી સુધારોને વ્હેલી;
કેવલ શ્રી હરિ છે બેલી—વાત.

મરણ જન્મ ને લાભ હાનિ, જશ અપજશની હેલી;
પ્રેરક સૌને વિશ્વ વિધાતા, સૌથી જુદા રમે ખેલી;
કેવલ શ્રી હરિ છે બેલી—વાત.

કેવલ પ્રભુ કૃપા છે રક્ષક, આદિ મધ્યે અને છેલ્લી;
ઉંધું નસીબ કૃપાથી સીધું, કૃપા કમાવોને સ્હેલી
'જમનાદાસ' શ્રી હરિ બેલી—વાત.



## રાગ—હોરી, તાલ ધમાલ.

### પ્રભુની વિશ્વ હોરી.

પ્રભુને યે હોરી મચાયા, અજબ યે વિશ્વ બનાયા—પ્રભુને.

મૂલ કૃષ્ણને પ્રકૃતિ આશ્રય, સત્સંકલ્પ દિલ લાયા;
દૈવિ આસુરી દો માયાસેં, ચૌદ બ્રહ્માંડ રચાયા;
'એકોહં બહુ શ્યામ' બતાયા—પ્રભુને.

પરાપ્રકૃતિસેં જીવ રચાયે, અપ્રગટકુ પ્રગટાયા;
અપરાપ્રકૃતિ પંચ ભુતસેં, અખિલ બ્રહ્માંડ ભરાયા;
નાના જીવ યોનિ સુજાયા—પ્રભુને.

પાંચ વિષયકી જાલી બનાકે, સકલ જીવકો ફસાયા;
વિસ્મૃતિ કીયા પ્રાણી માત્રકુ, શુદ્ધબુદ્ધ રુપ ભુલાયા;
'મેં મેરા' મેં લપટાયા—પ્રભુને.

જો પ્રભુ માયા ખેંચે કૃપા કર, 'જમનાદાસ' બુલાયા;
સો નર જાને જગતનાથકુ, દિવ્ય ચક્ષુ: ખુલાયા;
સત શ્રી કૃષ્ણ સુઝાયા—પ્રભુને.



## રાગ—કાફી.

### હરિજન સાચો કોણ?

હરિજન તે કહેવાય, માથે ગીરધર ગાજે— ટેક.

ઉપભોગી નહીં થાયે પણ જે, પર ઉપયોગી છાજે;
એક પીતાનાં બાળક માની, પીડા દેખી દાઝે-હરિજન.

પ્રેમ દયા ને શાંતિ ઉરમાં, પાપ કર્મથી લાજે;
પ્રભુ દ્રષ્ટિથી જુવે જગતને, વૈષ્ણવ દેખી આજે-હરિજન.

પર ઉપકારે પ્રાણ પાથરે, કરે કાલનું આજે;
લક્ષ્મીવરની લીલા લેખી, જીવે કૃષ્ણ કાજે-હરિજન.

માતા સમ પરનારી માને, મુખે મધુરતા રાજે;
'જમનાદાસ' ધન્ય જીવન તે, નટવર નોબત વાજે-હરિજન.



## રાગ—આશા, હોરી. ૨ કિર્તનો સુધી.

### પ્રભુ પ્રાર્થના.

હરિ ૐ પરમાત્મા, ઘટઘરમાં કર વાસ— ટેક.
તુજ વિણ ક્યાંએ સુખ ન દીઠું,
શરણ હું છું દીનદાસ;

રાગ જન્મ ને [illegible] મરણમાં,
ઉપર કાળની ફાંસ—હરિ

તુજ માયા ન [illegible] જાણી શકાયે,
તરે જે શરણે ખાસ;

માની પોતાનો રાખો છાનો,
આપ તણો વિશ્વાસ—હરિ

કાયા કાચની કાચી બરણી,
શાખું એમાં શું આશ ?
તડફડાટ છે તારો હૃદયે,
રાખ તું ચરણો પાસ—હરિ
બ્રહ્માંડ આખું તારૂં રચેલું,
અજબ ૐ ચિંદાભાસ;
સત્યં જ્ઞાન અનંત પ્રેમ તું,
'જમનાદાસ' ઉજાસ—હરિ



રાગ—આશા-હોરી.

ઘટમાં પ્રભુ પ્રગટો, દેખાડો નિજ દેશ— ટેક.
આદિ નારાયણ, બ્રહ્માને દીધું, સત્સંકલ્પ આદેશ;
એકોહું બહુ શ્યામ થયા છો, એજ શ્રુતિનું સંદેશ-ઘટમાં.
ત્રિગુણી માયા અષ્ટધા પ્રકૃતિ, ચૈતન્યનું એ વેશ;
જડ પ્રકૃતિ ચંચલ અનાદિ, શુધ્ધા દ્વૈત તુજ દેશ-ઘટમાં.
અવ્યભિચારી સગુણ ભકિત, રાખજો હરહંમેશ;
પૂર્ણ પુરૂષો-તમ પ્રગટ થઇને, દે ગીતા ઉપદેશ-ઘટમાં.
કેવલ પ્રેમે ગોપી તરી છે, જાણ્યું ન શાસ્ત્ર પ્રદેશ;
સૌ ઘટમાં છો ગૂઢ રૂપ પણ, પ્રગટો 'દાસ' હૃદ્દેશ-ઘટમાં.



## રાગ—મરશીયા, ૧૦ કિર્તનો સુધી એકજ રાગ.

ચેત! પ્રાણીયા નરકની વાટે ન જાવું, જેવું, યા,

હાય! હાયરે હિંદુપણું જાય હાલ્યું. જેવું રાગ.

જાગ! પ્રાણીયા નીંદ ઉડાડી જાગો— ટેક.
શીદ જાય છે પ્રભુથી આઘોરે?— જાગ.

સોગંદ લઇ કહું તું જવાનો, જે દેખે તે ફના થવાનો;
તું કાયમ ના રે'વાનોરે— જાગ.

તારી રહી જાશે મનની મનમાં, તને બાળશે સ્મશાન વનમાં;
આગ લાગશે સુંદર તનમાંરે— જાગ.

ખુબ ચાવે મુખે બીડી બીડા, એ મુખને ખાશે કીડા;
એજ માહા મોટી છે પીડારે— જાગ.

સાચું કહું છું રીસ નવ આણો, તું હો' ભલે રંક કે રાણો;
પણ ભક્તિ ન કરે તો છે પાણોરે— જાગ.

સાચી લાગણીથી કહું છું સાચું, રાધાકૃષ્ણ વિના સૌ કાચું;
'જમનાદાસ' સેવાને જાચુંરે— જાગ.



## રાગ—મરશીયા, પદ બીજું.

જાગ! પ્રાણીયા નીંદ ઉડાડી જાગો— ટેક.
શીદ જાય છે પ્રભુથી આઘોરે?— જાગ.

ખાધું પીધું ને શું શું કમાણાં, જમે એ'કમાં કેટલાં છે નાણાં?
પ્રભુ એ નહીં પુછે હો શાણાંરે— જાગ.

પાપ વૃત્તિને પોષવું છે પાપ, એજ મૃત્યુને આત્મઘાત;
ગુરૂના ઉપદેશ ઉર સ્થાપરે— જાગ.

પ્રભુજી છે કરૂણાનો સીંધુ, છતાં કૃપા રેડે ના બિંદુ;
કારણ પુન્ય ધર્મ છે મીંડુરે— જાગ.

પ્રભુ ઇચ્છાની સામો થામાં, પ્રભુ કોપે તે પાપમાં જામાં;
જ્ઞાન અમૃત વિના બીજું ખામાંરે— જાગ.

દવા કડવી છતાં જે ખાશે, સત્યમાં વરતે સુખી થાશે;
'જમનાદાસ' ભવરોગ જાશેરે— જાગ.



## રાગ—મરશીયા.

આપણું દેહ આપણને શું કહે છે? દેહની જીવાત્માને શીખામણ.

દેહ! કહે છે "સાંભળ જીવ કહું સાચું— ટેક.
મારૂં ભરોસો જાણજે કાચુંરે— દેહ.

હું પંચભૂતની છું માટી, હાડચર્મ માંસ લોહી રાતી;
મને અંતે બાળે કે દેશે દાટીરે— દેહ.

હું તને છોડીને જવાનો, તને આગળથી ના કે'વાનો;
હું બળીને ભસ્મ થાવાનોરે— દેહ.

તું પ્રભુનો અંશ આ સૃષ્ટિ, મારે દેવતા છે પાંચ ટ્રસ્ટી;
જીવ જોઈ લે વિચાર દ્રષ્ટિરે— દેહ.

હું કાચલી તું છે ટોપરૂં, ફક્ત ચોટયા છે કાચલી ખોપરૂં;
તેવું સંબંધ જાણજે આપણું રે— દેહ.

ગર્ભ જન્મ બાલ્ય યુવા વૃદ્ધા, છઠ્ઠી મરણ છે રાખ શ્રદ્ધા;
છ અવસ્થા દેહની છે અંધારે— દેહ.

હું જડ, તું ચેતન ભાઈ, તારી પ્રભુ ચેતનથી સગાઈ;
તું મને વળગે એ ભવાઈરે— દેહ.

હું દેહનું મરણ થાશે, તું બીજા શરીરમાં જાશે;
રૂણાનુંબંધે છુટાશેરે-- દેહ.

તું થાને પ્રભુનો યોગી, વિદેહી થા, મારો વિયોગી;
'જમનાદાસ' રામ રસભોગીરે"-- દેહ.



રાગ--મરશીયા.

ભાઇ! રાખજો સંતોની સાચી સગાઇ-- ટેક.
ભવરોગની એ છે દવાઇરે— ભાઇ.

સંતસંગેથી શાંતિ આવશે, પ્રભુ કૃપાનું પંથ બતાવશે;
હરિરસ સાચું પીવરાવશેરે— ભાઇ

પ્રભુ કોપેથી સંતસંગ છુટે, કામ ક્રોધ અંતર રિપુ લુંટે,
ઉન્નતિનું મારગ પછી તુટેરે— ભાઇ.

રીસ ચડે ન તો કંઈક આપું, પ્રભુ સામા ન થાવો બાપુ;
પ્રભુ રાખે તેમ રો' નામ જાપુ રે— ભાઈ.

રામકૃષ્ણ છે મંત્ર મજાનો, સંત દેખાડે ગેબી ખજાનો;
શીદ સંતથી રે છે અજાણોરે— ભાઇ.

'જમનાદાસ' પુન્ય છે જેને, સંત સંગત રૂચશે તેને;
ભલા ભાઈ સત્સંગમાં રે'નેરે— ભાઇ.



રાગ—મરશીયા.

પ્રભુ કયાં બિરાજે છે?

કયાં? પ્રભુ બિરાજે છે કીયે મકાનમાં?— ટેક
પ્રભુ ભેટે છે અનન્ય ધ્યાનમાંરે— કયાં.

શ્યામ વસે છે નિષ્કામ ચિત્તમાં, નથી નામ રૂપને વિત્તમાં;
'જેવા ભાવ તેવા' એ રીતમાંરે— કયાં.

પ્રભુ પ્રેમીનાં સંગે હરેલા, જેના અહંભાવ જ્ઞાને ગરેલા;
હરિરસે છલોછલ ભરેલારે— કયાં.

નિરાકારે બધે તેનું ઘર છે, સો તેમાં તે સૌની અંદર છે;
માહા ભાગ્યશાળી જુવે નર છેરે— કયાં.

જયાં યાદી ત્યાં એનું મકાન છે, જયાં ભકતો ત્યાં એની દુકાન છે;
જેમ પાંડવના કૃષ્ણ સુકાન છેરે— કયાં.

અનન્ય પ્રેમીમાં પ્રગટ છે, ભાવ વિના બીજાને દુર્ઘટ છે;
'જમનાદાસ' ૐ ઘટોઘટ છેરે— . કયાં.

## રાગ--મરશીયા.

તાર ! તાર ભાઇ જીવાત્માને તાર-- ટેક.
વારંવાર ન જડે અવતારરે-- તાર.

જીંદગીનું ખાતું વિચારો, કયાં સુધી એ નભશે ઉધારો?
જુઠું કહુ તો કહેજો નકારોરે-- તાર.

નામ રૂપ ગુણમાં ફસમાં, ચિત્ત ચંચલ કરી હાથ ઘસમા,
પ્રભુ સત્ય સ્વરૂપથી ખસમારે-- તાર.

પતિ પત્નિ ને ભાઇની જોડી, કાળ નિર્દય કરે છે વિછોડી;
એ તો પ્રભુએ જોડી ને તોડીરે-- તાર.

ખરો હોય જો તું બુધ્ધિમાન, તો પ્રસન્ન કર ભગવાન;
ફર નિડર થઇ મસ્તાનરે-- તાર.

પુન્ય કરો રાખો નહીં શંકા, પ્રભુ દેશે માગે તો લંકા;
વાગે પ્રભુની નોબત ડંકારે-- તાર.

હવે થોડી આયુ: છે હજી લે, કૃષ્ણ પરમાત્માને ભજી લે;
'જમનાદાસ' ભકિત સજીલેરે-- તાર.



## રાગ—મરશીયા.

સત્! કૃષ્ણનું નામ સ્મરણ એક સત છે— ટેક.
બાકી બધું દેખાય તે અસત છેરે— સત.

હરિ સ્મરણ નથી જે ઘરમાં, ભકિત વિના નથી તે નરમાં;
ખરૂં કહું ગણાય તે ખરમાંરે— સત.

ધન નથી તે નથી દરિદ્રિ, જેની તૃષ્ણા મોટી તે દરિદ્રિ;
હવે સંતોષને લ્યો ખરીદીરે— સત.

સર્વ વસ્તુ છે વિશ્વે ભરપૂર, ન નસીબે તો રહે દૂર;
હોય ભાગ્યે તો હાજરા હજુરરે— સત.

ઘણું ધન ત્યાં છોકરા હોય ના, જ્યાં છોકરાં ત્યાં લક્ષ્મી જોય ના;
વિચિત્ર લીલા જોય કોયનારે— સત.

સાર, નવા સુધારો કર્મ; ભજો રામ કૃષ્ણનું ધર્મ;
'જમનાદાસ' જાય સૌ ભર્મરે— સત.



રાગ—મરશીયા.

ઉઠ! જાગીને કરી લે કૃપાની કમાઇ— ટેક.
વ્યર્થ માયામાં જીંદગી ગુમાઇરે— ઉઠ.

ઉંધે મસ્તકે નવ માસ લટકે, જીવ અનેક યોનિમાં ભટકે;
છતાં માયાના ઝેરને ઘટકેરે— ઉઠ.

પ્રભુ છોડીને કમાણો નાણાં, ખોયા નર દેહ જેવાં ટાણાં;
બીજે જન્મે પ્રભુ દેશે પાણાંરે— ઉઠ.

સંતગુરૂનું કહ્યું ન માને, પાપ ચડે છે ધર્મનાં પાને;
પછી જમનાં ખાસડાં ખાનેરે— ઉઠ.

મુડદાંને સગાં ટાટ બાંધે, રખે ભાગે! માટે લ્યે ખાંધે;
એક ખાંડી લાકડામાં રાંધેરે— ઉઠ.

પવન જાપટે ઉડશે વાની, હુતા ન હુતા થઇ ગયા માની;
થાય પોતાની એ નુકસાનીરે— ઉઠ.
માટે ભજી લે શ્રી વૃજ વ્હાલો, નિજ જનને તા નંદલાલોરે;
'જમનાદાસ' પી પ્રભુ પ્યાલોરે— ઉઠ.



રાગ—મરશીયા.

જીવ! લે ગુરૂ ચરણ શરણુ સારો— ટેક.
તારો ગુરૂ વિના નથી આરોરે— જીવ.

ગુરૂ કૃપાથી સંતો સટકે, અભિમાની અસંતો અટકે;
શરણ વિના ચોરાશી ભટકેરે— જીવ.

પ્રભુ પ્રગટે ગુરૂની ઉપાસના, જ્ઞાન આપેથી જાયે વાસનાં;
પછી દુઃખ શોક ને અવકાશનારે— જીવ.

ગુરૂ કાંઇ નથી ગુરૂ દેહ, ગુરૂ ભાવથી છે ગુરૂ દેવ;
શીષ્ય, ભાવથી થાય એકમેવરે— જીવ.

નિત્ય ગુરૂ ચરણને સેવો, એજ મરજીવાનો મેવો;
નથી બીજું ભક્તિરસ જેવોરે— જીવ.

ગુરૂદેવે દીધી જ્ઞાન ચાવી, 'જમનાદાસ'ને બહુ ભાવી;
બંન્ને લોકમાં ગયા તે ફાવીરે— જીવ.



## રાગ—મરશીયા.

ભક્તો ઈશ્વરી બળથી જીવે છે.

હાંરે ! બળ છે ભકતોને અંતર્યામિનું— ટેક.
બાહ્ય દુઃખ છતાં સુખ છે સ્વામિનું રે— હાંરે.

ભકતોની અદષ્ટ રક્ષા થાય, કદી મૃત્યુ થાયે તો ઉંચે જાય;
ભક્ત માથે હરિ સદા સહાય— હાંરે.

નથી અસ્થિર લોકની પરવા, એક પ્રભુને રાજી કરવા;
જન્મ મત્યુના દુઃખને તરવા રે— હાંરે.

સુખ માટે કયાં દોડે વીરા? સુખ બ્હારે નથી બાપુ ધીરા;
શોધો હૃદયમાં હરિ હીરા રે— હાંરે.

જગત સેવા એ જગદીશ સેવા, મનવાંછીત દે ફળ મેવા;
વળી દેખશો શ્રી વાસુદેવા રે— હાંરે.

જડે જો ગુરૂ મંત્ર કીલ્લી, જેણે લીધો હરિરસ ઝીલી;
થાય સુવિરૂઠ માયા ઢીલી રે— હાંરે.

'જમનાદાસ' ધર્મે પ્રાણ દેને, હરિ વેચાતા લઇ લેને;
પછી પરમાનંદમાં રે'ને રે— હાંરે.



## રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી, જેવું.

૩ કિર્તનો સુધી.

જેનાં સ્મરણમાં હું, હું ને ભુલું, તે છે નટવર નાથજી;
ગુરૂએ બતાવી ગલી શ્યામની, લાગી તાલી શ્રીજી સાથજી-જે.

હરિ ગુરૂ સંત નજર લાગી, ધુની કૃષ્ણની જાગીજી;
પ્રેમ બંસરી અંતરે વાગી, અહંમમતા દૂર ભાગીજી-જે.

જ્ઞાન ચીંગારી ગુરૂએ દીધી, પરાં શાંતિ ઉર પાઇજી;
ધન ધન ધન ગુરૂદેવને, નયને ખુમારી ચડાઇજી-જે.

ચૌદ બ્રહ્માંડે લીલા નાથની, જ્યાં ત્યાં એકનો એકજી;
'જમનાદાસ' થયું નવું જન્મ, મારી લેખ ઉપર મેખજી-જે.



રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી, જેવું.

ગુરૂદેવે દયા એવી કીધી, ભક્તિ દીધી છે પાકીજી;
હું ને હરિમાં ભેદ દીધું, કાંઈ રહ્યું નવ બાકીજી-ગુરૂ.

મોહ બંધન તોડયાં મનતણાં, પ્રેમ નજરથી તાંકીજી;
સૌ નરનારીમાં એક પ્રભુ, દેખાડયાં માયા હાંકીજી-ગુરૂ.

જેને હું શોધતો બહુ ભુલી, હતી દર્શનાભિલાખીજી;
દ્રષ્ટિ બદલાવી જ્ઞાનથી, ધન્ય ગુરૂની ચાલાકીજી-ગુરૂ.

સ્વપ્ના સમ વિશ્વ દેખાડયું, સૌ ચિંતાની ભરી ફાકીજી;
'જમનાદાસ' શ્રી કૃષ્ણે વસ્યા, મરી અવિદ્યા કાકીજી-ગુરૂ.



રાગ—ભેખરે ઉતારો રાજા ભરથરી, જેવું.

મૃત્યુથી તું શાને ડરે? ડરવાથી નહીં છોડજી;
જન્મે તેનું મૃત્યુ છે નક્કી, હરિ જોડીને તોડજી-મૃત્યુ.

જન્મ અટકે તો મૃત્યુ ટળે, બીજો ઉપાય ન બાકીજી;
પ્રભુને પામેથી જન્મ ટળે, વાત માનજો પાકીજી-મૃત્યુ.

પ્રભુના ભક્તો પ્રભુને પામે, આર્ત અર્થાર્થી જીજ્ઞાસુજી;
ચોથો જ્ઞાનિભક્ત 'આત્મૈવ', જેનાં નેણે પ્રેમ આંસુજી-મૃત્યુ.

ત્રણ ભક્તો કાળ જતાં પામે, કારણ ત્રણ એ સકામીજી;
પ્રભુ અહીં પામે જ્ઞાનિભક્ત, કારણ છે એ નિષ્કામીજી-મૃત્યુ.

મૃત્યુ છે વિશ્રાંતિ ને મજા, ડરે નહીં હરિજનજી;
મૃત્યુથી ડરો ના, પાપથી ડરો; 'જમનાદાસ' વચનજી-મૃત્યુ.



રાગ—જો મરણ એ જીંદગીની, છે અરે છેલ્લી દશા, જેવું.

૪ કિર્તનો સુધી.

ચંચલ ને અચલ.

લક્ષ્મી ચંચલ પ્રાણ ચંચલ, જીવન ચંચલ છે ભલા;
સંસાર યૌવન સર્વ ચંચલ, ધર્મ નિશ્ચલ કેવલા-લક્ષ્મી.

ધન ધરા ને ધામ ચંચલ, જન્મ અંતે મરણ છે;
વિશ્વેશ્વરનો ન્યાય એવો, સ્થિર હરિનું શરણ છે-લક્ષ્મી.

સૌ માયા કરમાય છે પણ, ધર્મ સાથે જાય છે;
જ્ઞાન ગંગામાં ન્હાય છે તો, સફળ કાયા થાય છે-લક્ષ્મી.
આપ્યું જેવું તેવું મળશે, વાવ્યું જેવું તે ફળશે;
'જમનાદાસ' ધર્મે વળશે, કૃષ્ણ પદમાં સદ્ય ભળશે-લક્ષ્મી



રાગ—જો મરણ એ જીંદગીની, જેવું.

ઉઠો! જાગો! યાદ રાખો, ઇશ્વરની છુપી આંખો;
સર્વ સ્થળમાં જોઇ રહી છે, મુખે અસત્ય ના ભાખો-ઉઠો.
પ્રભુથી જે ડરતો નથી, તે માનવી પણ છે નહીં;
આપે છે પ્રભુ ગુપ્ત દંડો, તાવે છે હરી અહીં તહીં-ઉઠો.
પાપ આદિમાં મીઠું લાગે, અંત પાયમાલી સહી;
પરમાત્માની ગેબી સોટી, તણો અવાજ છે નહીં-ઉઠો.
આ અખિલ બ્રહ્માંડને, પડદા પાછળ પ્રભુ રહી;
નચાવે છે આ સર્વ જીવને, અંતર્યામિ ઉર મહીં-ઉઠો.
ક્ષણીક સુખ સંસારના પર, કાગ વિષ્ટાવત થૂકતા;
અમર નર તો તે ખરા જે, જગમાં કીર્તિ મૂકતા-ઉઠો.
સત્સંગથી સુધરે નહીં, જાણો તેનું અભાગ્ય છે;
કુસંગથી બગડે નહીં જે, જાણો તેનું સુભાગ્ય છે-ઉઠો.
હૃદયનો શુધ્ધ અશ્રુપાત, એજ પાપનું પ્રાયશ્ચિત;
'જમનાદાસ' હવેથી જાગો, ભકિતથી તરવું ખચિત-ઉઠો

## રાગ—જો મરણ એ જીંદગીની, જેવું.

### ચીંતા વિષય.

શ્રી રાધે કૃષ્ણ રાધે કૃષ્ણ, તે વિના કંઇ બોલમાં;
રાધા કૃષ્ણનું શરણ છોડી, ચીંતામાં જીવ ડોલમાં-શ્રી.

ચીંતા કરવી આત્મોધ્ધારની, કરવી ના બીજી કશી;
વ્યર્થ ચીંતાઓ કરી તો, તે ચીંતા જીવને ડસી-શ્રી.

પશુ ન કરે, કરે માનવ, પેટ ચીંતા તો અભાગ;
નર નારાયણ દેહ પામી, ચીંતા કરે તો મંદભાગ્ય-શ્રી.

કરીએ ચીંતા તો તેની જે ના થવાનું થાય તો;
થવાનું તે થયેલું છે તો, શીદ ચીંતામાં જાય તો?-શ્રી.

ચીંતાથી મટશે ન ચીંતા, વ્યર્થ ધુળને ફાકવી;
ધાર્યું ધણીનું થાય છે, વિશ્વ દોરી હાંકવી-શ્રી.

સજીવને ચીંતા બાળે, નિર્જીવને બાળે ચીતા;
'જમનાદાસ' ચીંતા તજો કાં! માથે ગાજે શ્રી પીતા-શ્રી.



## રાગ--જો મરણ એ જીંદગીની, જેવું.

જો હરિને મળવું ચાહો, તો સદા સત્સંગ કરજો;
પ્રેમથી હરિ પ્રિય થાજો, ભક્તિ જ્ઞાને દીલ ભરજો-જો.

હરિ જેને તારવા ધારે, તેને સત્સંગ રૂચે વારે;
સદ્‌બુધ્ધિને ભાવે ઠારે, શ્રીહરિ હૃદયે પધારે-જો.

જે સદા સત્સંગે નાહ્ય, સંત સંગે પ્રકાશ થાય;
પ્રકાશ અંધકાર ખાય, કલેશ ચીંતા શોક જાય-જો.

જીવાત્મા થાયે શુધ્ધાત્મા, બધ્ધાત્મા બને મુક્તાત્મા;
છે પછી શ્રી પરમાત્મા, રહે સદા પ્રસન્નાત્મા-જો.

સંત જીવ પોંચાડે ઠેઠ, ના જમાડે માયા એઠ;
જન્મ મૃત્યુ મટાડે વેઠ, 'દાસ' ચાકર પ્રભુ શેઠ-જો.



રાગ-માઢ ત્રિતાલ.

૬. કિર્તનો સુધી એકજ રાગ.

શું કહું કથની મારી, રાજ. જેવું રાગ.

મૂકો ન મુજને ઠેલી; શ્યામ,
મૂકો ન મુજને ઠેલી;
તમવિણ નથી કોઇ બેલી,
શ્યામ, મૂકો ન મુજને ઠેલી- ટેક

તુજને ન કહું તો, કોને કહું હું,
જાઉં શરણ કોની ડેલી?-
લાજ જશે તો તારી જશે વ્હાલા,
હાથ મારો ન દેશો મેલી— શ્યામ.

કર્તુમકર્તું મન્યથા કર્તું,
સમરથ' શાસ્ત્રે લખેલી;
'તું મારો છે' એવું જરા કહી દો,
અરજી મારી છે ગરેલી— શ્યામ.

શરણાંગતને ના તરછોડો,
પીંગલા જેવી તરેલી;
અહલ્યા ઉધ્ધારી મીરાંને તારી,
જ્ઞાનિથી ગોપી રાખી પ્હેલી— શ્યામ.

બે હાથ માથું ચરણમાં મુકી,
'જમનાદાસ' અર્જ કરેલી;
સાધ્ય સાધન ઇષ્ટ દેવ તું મારો,
કૃપા દીયો હવે રેલી— શ્યામ.



રાગ–માઢ–ત્રિતાલ

ભક્તિમાં રાખો ભિંજેલો શ્યામ,
ભક્તિમાં રાખો ભિંજેલો,
કરૂણાથી માગું છે સ્હેલો, શ્યામ
ભક્તિમાં રાખો ભિંજેલો ટેક.

જયારથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે,
ત્યાંથી હું જુદો પડેલો;

હું અવિદ્યાગ્રસ્ત અંશ જીવાત્મા,
ભટકું છું કર્મે અકેલો— શ્યામ.

જે જે દેહમાં જાઉં છું ત્યાં ત્યાં,
'દેહ છું' માની ભમેલો;

'પુનરપિજનનં પુનરપિ મરણં,
આવાગમનથી ડરેલો— શ્યામ

જન્મ આખું ભલે તાવો ઓ વ્હાલા,
અંતકાળે જોઉં તું ઉભેલો;—

શ્યામ સુંદર પ્રભુ દર્શન દેજો,
શ્રીમુખ કૃપાનો ભરેલો— શ્યામ.

તુજ વિણ કશું એ, મીઠું ન લાગે,
ચરણમાં રાખજો તરેલો;
જન્મો જન્મમાં યાદી રહે તારી,
જમનાદાસને હરેલો— શ્યામ.



રાગ–માઢ–ત્રિતાલ

તારો ન મળે ક્યાં જોટો, શ્યામ,
તારો ન મળે ક્યાં જોટો,

તુજથી નથી કોઇ મોટો, શ્યામ,
તારો ન મળે ક્યાં જોટો— ટેક

સર્વ દેહોમાં સૂત્રાત્મા તૂં;
જીવ દેહ બતિનો ફોટો;
બ્રહ્માથી કીડી ને રાય રંકમાં;
એક તું બેઠો મોટો છોટો— શ્યામ.

પુર્વ કાળમાં તુજને જાણ્યા વિનાં,
દીધો માયામાં દોટો;
સૌને નચાવે ચંચલ માયા,
દશ્ય પાણીનો પરપોટો શ્યામ.

દૈવિ સંપન્તિ તારણહારી,
પીવરાવે ભકિતનો લોટો;
કરડી નજર કરે અતિ પાપીપર,
ચખાડે જમદ્વારા સોટો— શ્યામ.

સત્સંગ ભકિત સેવા શરણું,
છે ભવ સાગરે એ ઓટો;
સૌને છોડી તુજમાં જોડી,
'જમનાદાસ' શાનો ટોટો?— શ્યામ.



### રાગ-માઢ. ત્રિતાલ

તારી છબી મેં ધારી, શ્યામ,
તારી છબી મેં ધારી
તુજ વિણ રહી નથી બારી,
શ્યામ, તારી છબી મેં ધારી;—ટેક
પ્રારબ્ધ વેગે જે તણાયે,
છે દુનિયા બિચારી;
ત્યારે તરૂં હું તુંજ કૃપાથી,
જ્યારે મળે અવતારી શ્યામ.

રાખે સમતા ને મારે મમતાને,
એને વંદે નરનારી;
તુજ વિણ બીજું રહે હૃદયમાં,
*આગ લગાવતું સારી શ્યામ.
મૃત્યુ† લોકમાં ગમતું નથી હવે,
શ્રી અંગમાં લે ઉગારી;
તારી ભક્તિમાં આંખો ભિની રહે,
'જમનાદાસ' યાચે વારવારી શ્યામ.



---

* પ્રભુ તારા વિણ બીજી મલીન વાસનાને જ્ઞાનની આગ લગાવો.
† મરણ ધર્મવાળા નામ રૂપમાંથી વૃત્તિને છોડાવી, તારા શ્રી સ્વરૂપમાં લીન રાખો.

## રાગ–માઢ–ત્રિતાલ

હાથ તારે હજી છે બાજી, જીવ, હાથ તારે હજી છે બાજી
ભકિતથી કર પ્રભુ રાજી, જીવ, હાથ તારે હજી છે બાજી–ટેક

મૃત્યુ લોકમાં યદૃચ્છાથી* જન્મ્યો કુખે સ્વમાતાજી
ખંખેરી નાખ હવે સૌ માયાને, જાગીને સાવધ થાજી–જીવ

આયુષ્યમાંથી ચોવીસ કલાકો, નિશદીન ઓછા થતાજી
ધ્યાન કાળને ઓચિંતો લેશે, મનની રેશે મનમાંજી–જીવ

ઇશ્વર સ્થિર છે સંસાર અસ્થિર, ચંચલ છે માયા માજી
સમજો કદી સ્થિર સંસાર હો' પણ
જીંદગી નથી સ્થિર નાજી જીવ

પુર્વ દેહથી મૃત્યુ પામીને, આ દેહે આવ્યો જીવ હયાંજી
એકલો આવ્યો ને જાવું એકલો,શાસ્ત્ર એ કહી રહ્યું ગાજી–જીવ

સુખી દુરાચારી જીવન કરતાં, દુ:ખી સદાચારી† સુહાજી
'જમનાદાસ' પ્રભુ સ્મરણ સુકૃત, કરે તો ધન્ય વાહવાજી–જીવ



---

* પ્રભુ ઇચ્છાથી.

† દુરાચારી સુખી જીવન કરતાં, સદાચારી દુ:ખી જીવન લાખ ઘણું સારૂં છે.

## રાગ-માઢ-ત્રિતાલ.

પ્રેમમાં કરો તરબોળ, શ્યામ, પ્રેમમાં કરો તરબોળ;
આપ છો શ્રી રણછોડ, શ્યામ, પ્રેમમાં કરો તરબોળ ટેક.

બ્હેન દ્રોપદી ને ભીષ્મ પીતાથી,
વરદાન અપાવ્યું અમોઘ;
દાસી બન્યા પ્રભુ પ્રેમીના માટે, કૌરવ કાઢયું નખોદ-શ્યામ

ગજેન્દ્ર માટે માન તજીને, તજી ગરૂડની શોડ;
ભાવના ભુખ્યા જો ન હતા તો, શા માટે કીધી દોડાદોડ?-શ્યામ

અસત છોડાવી સતમાં જોડાવી, મોહની મટકી ફોડ;
શરણાંગતને નિજજન માનો, પુરો ભકતોના લાડકોડ-શ્યામ

ચોદ બ્રહ્માંડ શમાય નહીં છતાં, પ્રેમે બેઠા યશોદા ગોદ;
'જમનાદાસ' યાચે એક તારૂં પ્રેમ,
'તૂમાં હું, હું તૂં' એમ જોડ-શ્યામ



## રાગ-ગઝલ કવાલી. ભૈરવીમાં ચાલશે.

૩૭ કિર્તનો સુધી એકજ રાગ

ન જાણ્યું જાનકી નાથે, સવારે શું થવાનું છે. જેવું રાગ.

તૂંહી તૂંહી તાનની પ્યાલી, ચડી જેને હરિલાલી;
હૃદય થયું દ્વૈતથી ખાલી, રહ્યા આનંદમાં મ્હાલી.-તૂંહી

અલૌકીક પ્રેમરસવાલી, લેવી શ્રી જ્ઞાનની ડાલી,
જવું નિજ ધામમાં ચાલી, ગુરૂના ચરણને ઝાલી-તૂંહી
રહેવું કૃષ્ણમાં ફાલી, બની મસ્તાન દે તાલી;
પ્રભુ વિણ વાત જે ઠાલી, ન લેવી અંતરે ઘાલી; તૂંહી
માધવને ભક્તિ છે વ્હાલી, 'જમનાદાસ' લ્યો ઝાલી;
અનુભવીએ દીધી બ્હાલી, કૃષ્ણ કેફીને સુહાલી-તૂંહી



રાગ-ગઝલ કવાલી.

તરેલોજ તારી શકે.

અહોહો ! જાવું છું ડુબતો, મરણને હું તરીશ ક્યારે?
મળશે સંત કોઈ સાચો, તરેલો તારશે ત્યારે-અહોહો.
સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં છે, નરકનાં દ્વાર ખુલ્લાં છે;
હરિનાં દ્વાર ગુરૂ ગમ છે, તરેલો તારશે ત્યારે-અહોહો.
શ્રીજીની ગમી સોટી છે, ધર્મની વાત મોટી છે;
પીધી જો પ્રેમ લોટી છે, તરેલો તારશે ત્યારે—અહોહો.
શૂરા નહીં દુર ભાગે છે, સંયમી તેમ જાગે છે;
પરોપકારે જે લાગે છે, તરેલો તારશે ત્યારે-અહોહો.
શરણની છે ખરી ચાવી, જડી જેને ગયા ફાવી;
'જમનાદાસ' બસ ગાવી, તરેલો તારશે ત્યારે-અહોહો.



## રાગ--ગઝલ-કવાલી.

તેજ જ્યોતિઃ

બતાવોને ગુરૂ મારા, દીલની દિવ્ય એ જ્યોતિ;
મટાવો મોહ માયાને, જણાવો પ્રકાશની જ્યોતિ-બતાવો.

કવિની કલ્પના અતીત, અહોહો જ્યોતિની જ્યોતિ;
એ કર્ષણ કરે સૌને, હાં! શ્રી કૃષ્ણની જ્યોતિ-બતાવો.

સૂર્ય ચંદ્ર ના પહોંચે, એજ અંતર્તણી જ્યોતિ;
રજ: તમથી પર, એ સત્, જગાડો બ્રહ્મસીંહ જ્યોતિ-બતાવો.

નજરમાં જે ન આવે તે, અચિંત્ય આત્મની જ્યોતિ;
પ્રેમીઓને છતાં ભાસે, ખરે એ પ્રેમની જ્યોતિ-બતાવો.

યોગીઓ યોગથી સાધે, એજ સંયમની જ્યોતિ;
'જમનાદાસ' ભક્તિથી, ગુરૂની તેજ તે જ્યોતિ-બતાવો.



## રાગ—ગઝલ-કવાલી.

થવું બસ પ્રેમમાં ચકચૂર, વરવું શ્રી હરિનાં નૂર;
આવ્યું ગુરૂ કૃપાનું પૂર, હવે અસત્ રહ્યું બહુ દૂર-થવું.

ખુલી છે અટપટી આંટી, ભુલી છે ભેદની પાટી;
વિહારિની વિશ્વ વાટી, થયું મન પુષ્ટિમાં ભરપૂર-થવું.

અનન્યતા રહે જેને, કૃષ્ણ સુલભ છે તેને;
મરં પ્યાલીને પી લેને, તો તો છે ખરેખર શૂર-થવું.

અજબ કિરતારની લીલા, સનાતન ધર્મનાં ચીલા;
ખસી જેની હૃદય શીલા, 'જમનાદાસ' ઉંડે ઉર-થવું.



રાગ—ગઝલ-કવાલી.

પીધું રસ પ્રેમ ભકિતનું, બીજી સૌ વાત ખારી છે;
કૃષ્ણજી પ્રેમસાગર હાં, વિહારી શ્રી મુરારી છે-પીધું.
બંસીબટ કુંજ ગલીઓમાં, હૃદયની પ્રેમ વાટીમાં;
લગન લાગી છે છાતિમાં, ધન્ય એ નર ને નારી છે-પીધું.
હરિ રંગ લાગ્યો છે સાચો, એવાથી માયા હારી છે,
તુલસી સૂર ને મીરાં, અહલ્યાને ઉધ્ધારી છે-પીધું.
અભેદી પ્રેમીઓ પાસે, જ્ઞાનએ હાથ ધોયા છે;
સમજે વિરલ આ 'જમના, દાસ'ની વાત સારી છે-પીધું.



રાગ—ગઝલ-કવાલી.

પ્રભુ તવ પ્રેમમાં પૂરો, કરો હે પ્રાણથી પ્યારા;
મળો સુસ્નેહથી સ્વામિ, મીલાવો યા ગુરૂદ્વારા-પ્રભુ.
પીરાવો ભકિતનો પ્યાલો, અરે ઓ મોરલીવારા;
વહાવો રૂદયે હરિરસ, સતાવો કાં કરી ચારા?-પ્રભુ.

પ્હેરાવો પ્રેમરસ માળા, શરણાંગત જાણીને કારા;
વચન યાદિ કરો તારા, હવે કાં થાવો છો ન્યારા?-પ્રભુ.
પ્રલાપો કોને કહું મારા, તમો વિણ કયાંએ નહીં આરા;
'જમનાદાસ' દાન દયા, દીનના દીલ ઉજીયારા-પ્રભુ.



રાગ—ગઝલ-કવાલી.

પ્રેમનો પંથ છે ન્યારો, પ્રભુને પ્રાણથી પ્યારો;
વાસનાં બારવા વારો, *સાકુટનાં મનને ખારો-પ્રેમનો.
પીયે જે પ્રેમરસ પારો, ઉડાવે જીવનો †કયારો;
વાત આ દીલમાં ધારો, મશ્કરીમાં ન ઉડારો-પ્રેમનો.
સત્સંગે આવવાવારો, રહે જગમાં છતે ન્યારો;
અમલ રહે આંખોમાં સારો, 'દાસ' તેનો ને તે મારો-પ્રેમનો.



રાગ—ગઝલ-કવાલી.

ઓ નિજાત્મના બંધુ, વાત આ કાને જાવા દે;
હરિનાં મંગલ સ્વરૂપ, ને દીલમાં જગાવા દે—ઓ.

---

* પ્રભુ સત્ય ને જગત મીથ્યા કહે, છતાં મીથ્યામાંજ લુબ્ધ તે સાકુટ.

† જીવ બુદ્ધિનો સંકુચિત જીવભાવ ન દેહભાવ,

પરં પિતા પ્રભુનાં છાં, બાળક સર્વ છે જ્યાં ત્યાં;
બધે તું આત્મપ્રેમી થઇ, ન કોઇને સતાવા દે—ઓ.

તરે જે એકલો પોતે, સકામી જાણજે તેને;
નિષ્કામી તારીને તરશે, ધન્ય તેને કમાવા દે—ઓ.

કરે પ્રભુ તેજ થાય સદા, પણ હું ખોય તો સમજે;
હરિનાં વચ્ચે હુંની ભીંત, શરણ થઇ હું ઉડાવા દે—ઓ.

નિડર મૃત્યુથી તું રે'જે, ડરજે પાપથી વ્હાલા;
ભકતનું ધર્મ છે ભકિત, પરાર્થે શીર ઝુકાવા દે—ઓ.

મરણ તારૂં નથી થાતું, મરણ છે સ્થુલ દેહાનું;
દેહ મૃત્યુથી તું ન મરે, સત્ય આ દીલ જમાવા દે—ઓ.

પાપીને પાપનો બદલો, દેવા ના તું થજે તૈયાર;
કારણ એ કાળને વશ થઇ, મરશે તું ભુલાવા દે—ઓ.

અધર્મ માટે તું વ્હાલા, નિમિત્ત ના, થજે બંધુ;
'જમનાદાસ'ને મીઠી, મધુરી ગઝલ ગાવા દે—ઓ



રાગ—ગઝલ-કવાલી.

નર દેહ કીંમતિ મોતી.

ચોરાશી લક્ષ યોનિમાં, મળ્યો આ કીંમતિ મોતી;
ગુમાવો વ્યર્થ તે શાને? નર દેહ કીંમતિ મોતી—ચો.

દેવતાદિક પણ યાચે, કર્મભૂમિ સદા રાચે;
મોહ્યા પુન્યે મળ્યું સાચે, ન ખોવો કીંમતિ મોતી—ચો.
કરોડો ધન ભલે હોયે, આંખ ઢંકાતાં ના કોયે;
સગા પણ પાછું ના જોયે, અમૂલ્ય કીંમતિ મોતી—ચો.
બુદ્ધિ નર દેહમાંજ મળે, શ્રી જગદીશ તેથી જડે;
પશુ યોનિમાં તો રખડે, અજબ આ કીંમતિ મોતી—ચો.
અધમ કર્મે નરાધમ છે, ઉત્તમ કર્મે નરોત્તમ છે;
એથી પર પુરૂષોત્તમ છે, ઉંડે પાતાળે એ મોતી—ચો.
*અલક્ષ્યે લક્ષ્યને જોજો, હરિમાં હું પણું ખોજો;
મોહો તો કૃષ્ણમાં મોહજો, સફલ તો કીંમતિ મોતી—ચો.
જલાવો જ્ઞાનની જ્યોતિઃ, ભક્તિ પાપને ધોતી;
'જમનાદાસ' લ્યો ગોની, હૃદયનું †કીંમતિ મોતી—ચો.



રાગ--ગઝલ-કવાલી.

રમે છે રામ તો સરખો, ભક્તિ જ્ઞાનથી પરખો;
તપાસો શરીરનો ચરખો, શાંતિ પ્રેમમાં હરખો—રમે.
જેની ભાવના જેવી, હરિ મૂર્તિ જુવે તેવી;
વાત આ ભક્તને કહેવી, ભાવની વાત છે એવી—રમે.

---

* જગતમાં શ્રી જગદીશ ભાવ.

† શ્રી પ્રાણાધાર પરમાત્મા.

'ભલે પ્રભુ પ્રાણ આ લેજે, પણ કુબુધ્ધિ ના દેજે;
મને ઘટમાં ખરૂં કે'જે, હૃદયમાં તું વસી રેજે'—રમે.
નકામી દ્રષ્ટિ કાં તાણો, છાતિએ રાખો કાં પાણો?
નૃદેહ દુર્લભ છે જાણો, પરમાનંદને માણો—રમે.
પુન્યનાં ગાંસડા ભરવા, પ્રભુને રાજી હાં કરવા;
ખરે મૃત્યુથી નીસરવા, 'જમનાદાસ'જી તરવા—રમે.



## રાગ—ગઝલ-કવાલી.

હતું તારૂં જગતમાં શું? અને શું લઇ જવાનું છે?
ફનાંની ફાની દુનિયામાં, ફનાં સઘળું થવાનું છે—હતું.
નથી કંઇ અંત આદિમાં, મધ્યે દાદો દાદીમા;
માયા એજ જાડી મા, કાયમ ના રે'વાનું છે—હતું.
દેહમાં આવી શું ફુલ્યો? ખરેખર જીવ તું ભુલ્યો;
હૃદયનો તાળો ના ખુલ્યો, એવાને શું કે'વાનું છે?—હતું.
ફનાનાં ઘર બધાં માટી, બાહ્ય મીઠી મહીં ખાટી;
કાળા ને કર્મની આંટી, સાથ સુકૃત લેવાનું છે—હતું.
ચંચલ છે બધી માયા, ભરતી ઓટની છાયા;
થશે સૌ રાખ એ કાયા, થવાનું તે એવાનું છે—હતું.
હતા લંકેશ ને અકબર, ન સાથે લઇ ગયા તલભર;
ઉઠ જાગીને કરણી કર, 'જમનાદાસ' ક્હાનું છે—હતું.

## રાગ—ગઝલ-કવાલી, ૧ લું.

પ્રભુના ન્યાયી કાંટામાં.

પુન્યનું ફલ સુખ આવે, પાપનું ફલ દુ:ખ પાવે;
કર્મનું ફલ ભોગવાવે, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૧.

દીલમાં રાખવું તરકટ, થાય કયાંથી કહો ભરકત?
વર્તમાન પાપની હરકત, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૨.

લક્ષ્યપતિ ને રાજ્યગાદી, અને સુલક્ષણી લાડી;
એ છે પુન્યની ગાદી, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૩.

નરને તારે નિજ કરણી, શી આશા દેહની બરણી?
મોક્ષની શરણુ નિ:સરણી, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૪.

પાપ પોતાને તો ડંખે, પ્રગટે જ્ઞાન પ્રેમ પંખે;
'જમનાદાસ' કહે શંખે, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૫.



## રાગ—ગઝલ-કવાલી, ૨ જું.

પ્રભુના ન્યાયી કાંટામાં.

સૃષ્ટિમાં સૌ વસ્તુ ભરપૂર, ન કર્મે હોય તો રહે દૂર;
તપાસો છે પ્રતિબંધ ઉર, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૧.

ભાગ્ય પોતાનું પોતે ઘડે, પડે પાપે ને પુન્યે ચડે;
પુન્ય હસાવી પાપે રડે, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૨.

વાવે તેવુંજ ઉગે છે, કુદરત સૌને પુગે છે;
અકર્મી મોહે ઉંઘે છે, પ્રભુના ન્યાયી કાંટામાં—૩.

પ્રભુને સરખા રંક રાય, પોતાનાં કર્માનુસાર ખાય;
અદલ ઇન્સાફ સૌનો થાય, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૪.

'જમનાદાસ'ની અરજી, માનો, ના માનો સૌ મરજી;
કૃપા કમાવો શ્રીવરજી, પ્રભુનાં ન્યાયી કાંટામાં—૫.



રાગ—ગઝલ-કવાલી.

શાંતિના માર્ગ જુદા છે.

જોયાં મેં શાસ્ત્રનાં પોથાં, વાંચ્યાં ધર્મનાં થોથાં;
સુકા જ્ઞાને ખાધાં ગોથાં, શાંતિનાં માર્ગ જુદાં છે—જોયાં.

નથી પ્રવચનમાં ધર્મ, *ગુફામાં ધર્મનું મર્મ;
પ્રભુ રાજી ખરૂં કર્મ, ધર્મનાં માર્ગ જુદાં છે—જોયાં.

ધર્મ છે સ્વઅનુભવમાં, પ્રેમ પ્રકાશ ઉદયમાં;
જાણનારા ઠરે ઘરમાં, સત્યનાં માર્ગ જુદાં છે—જોયાં.

અખંડ શાંતિતણું જે સુખ, જડે જો લાગે સાચી ભુખ;
વિરહી મેળવે શ્રીમુખ, વિરહનાં માર્ગ જુદાં છે—જોયાં.

નીતિ ધર્મ સદાચારો, ખરા કલ્યાણ વિચારો;
અનુભવીથી એ દીલ ધારો, અનુભવ માર્ગ જુદાં છે—જોયાં.

ઉઘડે જ્ઞાનની દૃષ્ટિ, પ્રભુજીમાં જુવે સૃષ્ટિ;
'જમનાદાસ' અમિવૃષ્ટિ, પ્રેમનાં માર્ગ જુદાં છે—જોયાં.

---

*. ઇશ્વરાનુભવી માહાપુરૂષોની હૃદયની ગુફામાં ધર્મનું તત્ત્વ-મર્મ હોય છે.

## રાગ—ગઝલ કવાલી

અજાયબ પ્રેમના રસ્તા, અજાયબ પ્રેમીની વસ્તી,
ખુમારી ને ખુવારી છે, અજાયબ પ્રેમની મસ્તી-અજા.

વિરલ કોઇ પ્રેમનાં ભેદુ, પ્રેમ પ્રગટે છે વિરલામાં;
વિરલા પ્રેમનાં ભોગી, અભેદી પ્રેમ હીરલામાં-અજા.

ચડી જો પ્રેમની મસ્તી, ઉતરવાની દવા નાંહી;
ચઢી તે ગઇ પ્રભુ ચરણે, પ્રેમાનંદ લ્હેરી ત્યાંહી-અજા.

કોમલ સરળ બે હૃદયો, તણો જો યોગ દીલ થાયે;
પ્રેમ રત્નની ખાણો એ, શોધવા બીજે ક્યાં જાયે?-અજા

હું નો થાય વિન્યાસ, તુંમાં હુંપણું ગરશે;
હું તું આગળી જાતાં, પ્રેમ સ્વરૂપ દિલ ઠરશે-અજા.

કદી વચ્ચે મરણ આવે, પ્રાણ છુટે તો છો છુટે;
પણ જે પ્રીત લાગી તે, ના છુટે તે, ના તુટે-અજા.

પ્રેમ કરવું કદી સ્હેલું, પણ નિભાવવું મુશ્કેલ;
પ્રેમ દીવો હૃદયમંદીર, નાં પ્રગટેલ તો તે મ્હેલ-અજા.

બે આત્માનું એકત્વ, પ્રેમનું ફલ એ સાચું;
'જમનાદાસ' વંદન હો, કૃષ્ણ પ્રેમને યાચું;-અજા.



## રાગ—ગઝલ-કવાલી

### તારક તત્વોનું સત્ય વિવેચન

સાચો પ્રેમને શાંતિ, સંત સંગત મોંઘા છે;
જ્ઞાન વૈરાગ્ય ભકિતવીણ, પદાર્થો સર્વે સોંઘા છે-સાચો.

બળતા હૃદયની દાઝો, વૈદ્ય વિણ કોણ ઓલાવે?
હરિનો લાભ કોઇ લૈટે, હૃદય ઉર્મિથી બોલાવે-સાચો.

નિસ્વાર્થી મીત્રની દોસ્તી, વિશ્વમાંહી ખરે દુર્લભ;
સ્વાર્થીનો રાફડો ફાટયો, ટકાનાં ત્રણ છે સુલભ-સાચો.

દર્દીને સંગ દર્દીનું, જાણજો ઝેર ને મારક;
દર્દીને સંગ ડૉક્ટરનું, ખરે સુખદાઇ ને તારક-સાચો.

જેમ માગ્યા વિનાં દુઃખો, શોધતા ઘેરમાં આવે;
તેમ સુખ આવશે પોતે, શોધવા બાહ્ય કયાં જાવે?-સાચો

કરતું પાપ સ્હેલું છે, ભોગવવું કઠીન લાગે;
'જમનાદાસ' ભકિતથી, પ્રભુની જ્યોતિ શ્રી જાગે-સાચો



## રાગ--ગઝલ-કવાલી

અમોને કામ છે પ્રભુથી, સંસારી જીવ જખમારે;
જેમને શ્યામનો આધાર, તે હીંમત નહીં હારે-અમોને

લાખો યત્ને પણ બાપુ; જગત રાજી નથી થાતું,
પીંડ પીંડમાં જુદું ખાતું, લક્ષ્મી વર લીલા વાહરે-અમોને

દૈવિને આસુરી ન ગમે, એક બીજાને સર્વ દમે;
સર્વ ત્રિગુણમાંહી ભમે, પુર્વનાં કર્મ અનુસારે-અમોને

શબને ગીધ જેમ ઠોલે, તેમ સૌ સ્વારથી ફોલે;
મહીં સમજે ન કો બોલે, જતાં ધન, તજી દે ખારે-અમોને

જગત છે સ્વાર્થની બાજી, ગીધડા સ્વાર્થીઓ પાજી;
એક પ્રભુને કરો રાજી, થશે રાજી જગત ત્યારે-અમોને

નથી દુનીયાતણી પરવા, પ્રભુના પ્રેમને વરવા;
'જમનાદાસ' ભવ તરવા, કૃષ્ણ વિણ કોણ ઉધ્ધારે?-અમોને



રાગ—ગઝલ-કવાલી

રહ્યો શું મૂર્ખ તું ફુલી? બની જા કૃષ્ણનો *કુલી;
કહે છે કૃષ્ણજી ડૂલી, '†કીસ આલાદ કી મૂલી?-૨૦

---

* પ્રભુનો સેવક.

† પ્રભુ કહે છે કે, 'હું જ છું, તું વળી કીયા ઝાડનો મૂળીયો છે?
તું છેજ નહીં.'

કહું છું સત્ય દીલ ખોલી, પ્રભુવિણ વાત જે ‡ઓલી;
બંદુકની મારવી ગોલી, તારવી બુધ્ધિને ભોલી-૨૦

માયાનાં કેફમાં ભુલી, પીવી શું ઝેરની ચળુલી ?
ચતુરાઇ પડી ચૂલી, ભવીષ્યમાં માહા શુલી-૨૦

રમે છે રામ હૃદય ઝુલી, છતે મરવું રૂલી રૂલી;
'જમનાદા'સ કહે ખુલ્લી, હા ! સમજુએ કબુલી-૨૦



રાગ-ગઝલ-કવાલી

યોગીનું દૈવિ કુટુંબ. ભર્તૃહરિ.

હો ધૈર્ય છે પીતા જેનો, ક્ષમા માતા ને સ્ત્રી શાંતિ;
પુત્ર સત્ય દયા ભગિની, સંયમી મન ભાઇ કાંતિ;

ભૂમિ શય્યા દિશા ઓઢે, જ્ઞાનામૃત ભોજન પાંતિ,
યોગીનું કુટુંબ દૈવિ આ, 'દાસ' ભય શાનો ને ભ્રાંતિ.



‡ નકામી

## રાગ—ગઝલ-કવાલી.

### ઈશ્વરિ બલ ને માયાનું બલ

રહ્યું બલવાનમાં શુધ્ધ બલ, તે સૌ ઇશ્વરી બલ છે;
કરે ઉધ્ધાર લાખોનું, મૂલ તે આત્મનું બલ છે—૧

વેદ ભણ્યા વિનાં ગોપી, તરી ગઇ ભાવનું બલ છે,
લ્યે સંકલ્પથી સીધ્ધિ, યોગીઓ યોગનું બલ છે—૨

દેશ કે વિશ્વ પલટાવે, ખરૂં એ જ્ઞાનનું બલ છે;
પ્રેમી વચ્ચે પર્વત આવે, છતાં ચડશે તે પ્રેમ બલ છે—૩

રાજ્ય સત્તાને પલટાઈ, નવિન શોધો બુધ્ધિ બલ છે;
જુવાનિ રૂપ ને ધનનું, ક્ષણીક એ માયાનું બલ છે—૪

કૃપાથી થાય જે કર્મો, સીધ્ધિ દાતા કૃપા બલ છે;
'જમનાદાસ' દુ:ખો સહે, અંતર્યામિતણું બલ છે—૫



## રાગ—ગઝલ-કવાલી.

### શ્રી નારાયણ

શેષ શય્યા પરે પોઢયા, શ્યામ શ્રી શેષ નારાયણ;
સદા સત્ રૂપથી વિલસે, પૂજાયે સત્યનારાયણ— ૧

જગત માતા શ્રી લક્ષ્મીજી, પતિશ્રી લક્ષ્મીનારાયણ;
નિત્ય યજ્ઞે પ્રતિષ્ઠિત છે, પુજાયે યજ્ઞ નારાયણ—૨

હિમાલય ઉત્તરા ખંડે, બિરાજે બદ્રી નારાયણ;
સંકલ્પ સૃષ્ટિનાં પૂર્વે, ૐ શ્રી આદિ નારાયણ—૩
તપશ્ચર્યા પુરી કીધી, પ્રભુ જય નર નારાયણ;
સદા રહો જાપ પારાયણ, એક શ્રી હરિ નારાયણ—૪
'જમનાદાસ' છે સેવક, જય જય ગુરૂ નારાયણ;
જુદા ના શુધ્ધ પ્રેમીથી, કૃષ્ણ પ્રેમ તારાયણ—૫



રાગ—ગઝલ-કવાલી.

દીન દયાલ

હરીહરી દીનનાં બંધુ, દેવકીનંદ દીન દયાળ;
ભકતની ભકિતવશ ભુધર, ભગવંત ભકતના પ્રતિપાળ-૧
બતાવ્યું વિશ્વને મુખમાં, ખોળે બેઠા યશોદા લાલ;
જગત પીતાશ્રી નારાયણ, પ્રગટયા પુત્ર થઇ નંદલાલ-૨
દિવ્ય કાંતિ શ્રી યોગેશ્વર, કૃપા સીંધુ કૃષ્ણ કૃપાળ,
ભાઈ બળદેવ શેષજીનાં, રેવતી નાથ દાઉ દયાળ-૩
ગોપ ગોપીને ગોકુળમાં, ચરાવી ગૌને શ્રી ગોપાળ;
હુજારો સૂર્યથી જાજું, પ્રકાશરૂપ જગ ઉજાળ-૪
થઇ વિષ્ણુ સત્વગુણી, પાલનહાર વિશ્વપાળ,
'જમનાદાસ' મદ મોહ, ના, જૈજૈ મદન મોહન લાલ-૫



## રાગ—ગઝલ-કવાલી.

નાથાલય

વિશ્વનાં નાથ સ્વામિ છે, ગણાયે વિશ્વ નાથાલય;
દેહમાં દેવને દેખે, સફળ તે જીવ દેહાલય—૧

સાધે વિદ્યાથી પરહીત, ધન્ય વિદ્યા ને વિદ્યાલય;
કિર્તન કૃષ્ણનાં થાયે, વંદન એજ કિર્તનાલય—૨

અજ્ઞાનિ અભકતને ભાસે, દુઃખ રૂપ વિશ્વ દુઃખાલય;
જ્ઞાનિ પ્રેમ દ્રષ્ટિથી, પ્રભુલીલા ને સુખાલય—૩

હીમ ઠંડક ઉરે પ્રગટે, ગળે જે જ્ઞાન હીમાલય;
સૌનું હીત અંતરથી, યાચે સત્ પ્રાર્થનાલય—૪

આસુરી પાપી માને છે, પ્રભુ નહીં, જગ અનાથાલય;
સમર્થ ગીરધર ગાજે છે, 'જમનાદાસ' મોક્ષાલય—૫



## રાગ—ગઝલ-કવાલી.

શ્રી કૃષ્ણ કેવા છે? ૧ લું

અમારો કૃષ્ણ છે કેવો? નથી દ્રષ્ટાંત એ જેવો;
પ્રાણ તેને દઇ દેવો, અમારો કૃષ્ણ છે એવો—૧

અનન્ય ભાવથી સેવો, આપશે મુક્તિનો મેવો;
ભકતાધિન છે દેવો, અમારો કૃષ્ણ છે એવો—૨

પ્રેરે પ્રાણ પ્રાણાધાર, પ્રેમીઓના હૈયાહાર;
છે સંસારમાં એ સાર, અમારો કૃષ્ણ છે એવો—૩
પધરાવો મન મહુલીમાં, પીઓ હરિરસ ચળુલીમાં;
સુણો આ કર્ણ દળુલીમાં, અમારો કૃષ્ણ છે એવો—૪
મારે કંસાદિ શયતાન, સરખા રંકને સુલતાન;
'જમનાદાસ'નાં *ભગવાન, અમારો કૃષ્ણ છે એવો—૫



રાગ—ગઝલ-કવાલી, ૨ જું.

અમારો કૃષ્ણ છે કેવો? નથી દ્રષ્ટાંત એ જેવો;
પ્રાણ તેને દઇ દેવો, અમારો કૃષ્ણ છે એવો—૬
બનાવે પૂતળા રાજા, મરેલાને કરે સાજા;
રાજાઓનો માહારાજા, અમારો કૃષ્ણ છે એવો—૭
અકર્તા એ છતે કર્તા, અભોકતા એ છતે ભોકતા;
સત અસતને હર્તા, અમારો કૃષ્ણ છે એવો—૮
છે અનાથનો નાથ, વળી છે નાથનો નાથ;
ભરે છે પ્રેમ થી બાથ, અમારો કૃષ્ણ છે એવો—૯
કોઇ જાણે છે એ સાકાર, કોઇ માને છે નિરાકાર;
ગોવિંદ ત્રિગુણોથી પાર, અમારો કૃષ્ણ છે એવો—૧૦
જ્યાં છે કૃષ્ણ યોગેશ્વર, 'જમનાદાસ' અર્જુન નર;
ત્યાં શ્રી નીતિ વિજયવર, અમારો કૃષ્ણ છે એવો—૧૧

* સૌ કોઇ 'મારા ભગવાન છે' એવું માની શકે છે.

## રાગ—ગઝલ-કવાલી.

### આનંદના પ્રકાર

પ્રેમીને પ્રેમ પાત્રનું, પ્રેમનું સુખ પ્રેમાનંદ,
સુખ જે ખંડ થાય નહીં, સદા રહે તે અખંડાનંદ—૧

જ્ઞાનમાં સ્થિર ભગવતનાં, અનુભવનું છે જ્ઞાનાનંદ,
ધ્યેય શ્રી હરિનું ધ્યાન, ધ્યાતા રહીત ધ્યાનાનંદ—૨

આનંદ સ્વરૂપ આત્મા, અતીન્દ્રિય સુખ આત્માનંદ
બ્રહ્મમાં વૃતિ જોડાતાં, પ્રગટે ઉર બ્રહ્માનંદ—૩

નિજ સ્વરૂપમાં વૃત્તિ, નિવૃત્તિ સુખ નિજાનંદ;
પરમાત્મા ને જીવાત્મા, યોગનું સુખ યોગાનંદ—૪

વિષય ઇન્દ્રિય સંયોગે, દુઃખરૂપ સુખ વિષયાનંદ;
દુઃખમાં સુખ બુધ્ધથી, મૂઢનું સુખ મૂર્ખાનંદ—૫

ત્રિકાળા બાધ્ય સત્યનું, શાશ્વત સુખ સત્યાનંદ;
ગુરૂને સત્શાસ્ત્રો પર, શ્રધ્ધા સુખ શ્રધ્ધાનંદ—૬

મનનશીલ મુનિનું, તત્વ મનન, મનનાનંદ;
'જમનાદાસ'ને દાસ્ય, ભકિત સુખ પરમાનંદ—૭



## રાગ—ગઝલ-કવાલી.

### તૂંહી તૂં

પ્રભુ તૂં એક સત્યરૂપ, છતાં અનેક રૂપે તૂં;
રહે તરબાળ પ્રેમીઓ, પ્રેમ સ્વરૂપ એકજ તૂં—૧

જ્ઞાનિઓ જ્ઞાનથી પૂજે, જ્ઞાન સ્વરૂપે તૂંહી તૂં;
યોગી માટે છે યોગેશ્વર, એકત્વ પૃથત્વ તૂં—૨
શીવ સનકાદિ બ્રહ્માને, પરંબ્રહ્મ સ્વરૂપે તૂં;
યશોદાનંદને પુત્ર, વસુદેવ દેવકી સુત તૂં—૩
કંસને કાળ ભાસે તું, હનુમંતને શ્રી રામ તૂં
ભકતને ભગવદ્ રૂપે, નિર્ગુણ વેદાંતિ ૐ તૂં—૪
પરમાર્થીને પરમારથ, સ્વરૂપે ભાસે તૂનો તૂં;
કૃષ્ણ સ્વરૂપ ગોપીને, શીષ્યને ગુરૂ રૂપે તૂં—૫
સતિને પતિ સ્વરૂપે, અર્જુનને વિરાટ પ્રભુ તૂં
હિરણ્યકશ્યપુનરસીંહ, જુવે ઉગ્ર સ્વરૂપે તૂં—૬
પુત્ર પ્રહલાદને શાંત, સ્વરૂપે ભકત પાલક તૂં;
ઉપનિષદે તેજ સ્વરૂપ, સતચિત આનંદ તૂં તૂં—૭
ૐ કાર શ્રી કૃષ્ણ રૂપે, સૌ ઘટ અંતર્યામિ તૂં;
'જમનાદાસ' જેવો ભાવ, તેને તે રૂપે સૌ તૂં—૮

---

## રાગ-ગઝલ-કવાલી

હરિ તુજ બિન નહિ કોઇ, દેખા મેં સબ જગે જોઇ;
શ્યામ સ્વરૂપ મેં મોહી, કીયા હે શુધ્ધ મન ધોઇ-હરિ
પીતા માતા તુંહી દોઇ, મેરા મામા ફુવા ફોઇ,
કરે તું સત્ય વો હોઇ, સગા તૂં શ્રીપતિ સોઇ-હરિ

તુજે મીલનેકુ મેં રોઇ, દીયા હૈ સબહી ખોઇ;
ગુરૂ મેરા તૂંહી હોઇ, ચર્ણમેં 'દાસ' રખ લોઇ-હરિ



### રાગ—ગઝલ-કવાલી.

શ્રી ભગવદવતાર

સૃજે છે સૃષ્ટિ સર્જનહાર, જેનું નામ છે કિરતાર;
વિશ્વ આ એકનું વિસ્તાર, તેને લાખો નમસ્કાર-સૃજે

નિર્ગુણ નાથ નિરાકાર, ભકત માટે બને સાકાર;
સંત સનિની લે સંભાર, કરે જયાં ત્યાં એ જૈજૈકાર-સૃજે

વધે છે જયારે ભૂમિભાર, દુષ્ટાત્માને ગુન્હેગાર;
મારે ચક્ર ને તલવાર, ધર્મ રક્ષાર્થ છે અવતાર-સૃજે

પ્રભુનું ન્યાયી છે દરબાર, ફલ દે છે કર્મ અનુસાર;
જાણે સર્વ જગ મોઝાર, થયું થાયે ને છે જે થનાર-સૃજે

દેજે દાન દીલ ઉદાર, લેજે કૃષ્ણ નામ ૐકાર;
રે'જે સંત સંગ મોઝાર, 'જમનાદાસ' તો દીલદાર-સૃજે



## રાગ--ગઝલ-કવાલી.

અર્પણભાવ, ઉચ્ચ દશાનો

પ્રભુ હું આપું શું તુજને? છે સૌ જગત આ ત્હારૂં;
જગન્નાથ જગનો નાથ, ક્યાં છે હું અને મ્હારૂં?-પ્રભુ

દાન દાતા દેનારો તું, હું વચ્ચે છે અંધારૂં,
મ્હારૂં છેજ શું અહીંયાં, જે આપું હું ત્હને વારૂં?-પ્રભુ

દેહ ત્હારૂં છે તન મન ધન, પ્રાણ ત્હારાને સૌ સારૂં;
હું પણ છું પ્રભુ ત્હારો, આવું જ્ઞાન છે પ્યારૂં-પ્રભુ

તુજ વિણ હોય બીજો તો, બતાવો એ પ્રભુ વારૂ?
'જમનાદાસ' અર્પણથી, તું માં હું પણું ગાળું-પ્રભુ



## રાગ—ગઝલ-કવાલી.

નિમિત્ત માત્ર

થવાનું તે થયેલું છે, તું નિમિત્ત માત્ર થા;
જવાનું તે ગયેલું છે, પ્રભુ સામે થવા ના જા-થવા૦

મરણનું વખત આવે છે, નિમિત પ્રસંગ પાવે છે;
વિધિનિર્માણ જાવે છે, અલીપ્ત રહી લીલા જો આ-થવા૦

જ્ઞાનિને માત્ર જોવાનું, અજ્ઞાનિ ને કરવાનું;
કર્મ ફળે છે રડવાનું, જ્ઞાનગંગા મહીં તું ન્હા-થવા૦

કરી રાખ્યું છે સૌ પ્રભુએ, કર્તા પ્રકૃતિ વિભુ એ;
વ્યર્થ 'હું ઉં' વચ્ચે એ, કાઢ હું ને અકર્તા થા-થવા૦
પદાર્થો બે પુરૂષ પ્રકૃતિ છે વચ્ચે 'અહં' વિકૃતિ;
સૈને જ્ઞાન સંસ્કૃતિ, 'જમનાદાસ' તો વાહવા-થવા૦



## રાગ—ગઝલ-કવાલી

સુખ દુઃખનાં રંગો પલટાય છે.

કયારે કેમ! કયારે કેમ! કયારે રાત કયારે દીન;
કયારે મહેલમાં સુતા, કયારે મળે છે જમીન—કયારે

કયારે લગનનાં વાજાં, કયારે મરણથી છે ખીન્ન;
કયારે ટાઢ ને તડકો, ભરતિ ઓટમાં સમ *મીન—કયારે

કયારે સૂર્ય બાદલમાં, ઘડીમાં થાય બાદલ ભિન્ન;
કયારે ભાગ્ય હો ઉંધું, કયારે ભાગ્ય હો આફરીન—કયારે

કયારે સુખ કયારે દુઃખ, બને ધનવાન પરાધીન,
સત્તા અખિલ વિશ્વની, પરમેશ્વરનાં સ્વાધિન—કયારે

જે થાયે તે ભલા માટે, સદા આનંદમાં રહો લીન;
પ્રભુ ઇચ્છા વિરૂધ્ધ ચાલે, ખરે તે મંદ ભાગી હીન—કયારે

---

* માછલી

દશા એકજ સદા ન રહે, થવાનું થાવા દો રંગીન;
'જમનાદાસ' સૌ કાળે, પ્રભુ છે ભક્ત સ્નેહાધિન—ક્યારે



## રાગ—ગઝલ-કવાલી.

સાવધાન !

કરી કાળાં અને ધોળાં, પાપના ગાંસડા ભરવા;
કરે શાને? અને રાજી, કીયા માલીકને કરવા?—કરી.

થશે મૃત્યુ જશે સ્મશાન, સગાના સાથમાં બરતા;
દેખાડીશ મોઢું શું? પ્રભુ શ્રી વિશ્વનાં કર્તા—કરી

નગન આવ્યો નગન જાવું, ભલે હો રંક કે રાયા;
માનતો દેહને મારી, સુંદર બાળશે કાયા—કરી

લક્ષ્મી મારી માને છે, લક્ષ્મી સર્વ જગની માત;
દોલતવાન સાવધાન! મારશે છાતિમાં દો-*લાત—કરી

પુન્ય પાપ લઇ જાવું, નૃદેહ દુર્લભ સુધારી લે;
'જમનાદાસ'ની સાચી, ગઝલ આ દીલ ઉતારી લે—કરી.



---

* લક્ષ્મી આવે ત્યારે પીઠ પર લાત મારે છે, તેથી મનુષ્ય અકડ થઇ જાય છે, ને લક્ષ્મી જાય ત્યારે છાતિમાં લાત મારે છે, તેથી મનુષ્ય વાંકો થઈ જાય છે, તેથી દોલત દો-લાત, એ લાત છે.

## રાગ-ગઝલ-કવાલી.

### માતૃભૂમિ હિંદની સ્વદેશ સેવા.

હિંદ માતાનાં બાળક સૌ, માતૃભૂમિ છે હિંદુસ્થાન;
એક થઇ એકતા સાંધો, સીધ્ધિ દાતા છે શ્રી ભગવાન—૧
દરેક દેશીનું જીવન, નથી પોતાનું રાખો ધ્યાન;
પણ તેનાં સ્વદેશનું છે, સ્વદેશ માટે દેવું દાન—૨
'હું તૂં' ભેદ કાઢીને, 'આપણે એક'નું નિશાન;
મારક ના થવું બંધુ, પણ તારક થવું સ્વમાન—૩
સ્વાનની જ્ઞાતિની માફક, રાખે કુસંપ તે શયતાન;
કુસંપે પરદેશીઓનાં, સહયાં છે હિંદે બહુ અપમાન—૪
સંકુચિત ટાળીને, વ્યાપક ભાવનું ગુમાન;
સાચવો હિંદનું ગૌરવ, ભારત વર્ષનું એ ધાન—૫
પારસમણી છે હિંદુસ્થાન, ઇંગ્લાંડ લોખંડની ખાણ;
સ્પર્શવાથી બને સોનું; એવી ભારત છે રાખો ભાન—૬
પ્રેમ દયા ઉદાર ભાવે, પરોપકારી થવું એક જાન;
રક્ષવું જેમ સ્વશરીર, દેશનું તેમ કરો કલ્યાણ—૭
હિમાલય આપણું મસ્તક, દક્ષિણ ચર્ણનું સન્માન;
પુર્વમાં હાથ જમણો છે, પશ્ચીમ ડાબા હાથનું ભાન—૮
મહાત્મા ગાંધી જેવાઓ, હિંદની નાવનાં સુકાન;
હિંદ માતાના વંદન હો, 'જમનાદાસ' હિંદ મકાન;—૯



## રાગ—ગઝલ-કવાલી

### સેવા ધર્મ.

મનુષ્યા દેહનો અવતાર, કરે સેવા ન તો ફીટકાર;
સેવાવિણ જીંદગી ભૂભાર, સુખ છે લોક સેવામાં--મનુ

તપેલાને જે ઠારે છે, ડુબેલાને ઉગારે છે;
નિરાધારીને ધારે છે, કૃપા છે લોક સેવામાં--મનુ

અધર્મી દુષ્ટને પાપી, તેમનાં દુઃખને કાપી;
ચડાવે જ્ઞાનને આપી, ધન્ય તેવાની સેવામાં—મનુ

ઉન્નતિ સેવાથી થાયે, મનનાં પાપ ધોવાયે;
પછી પ્રેમ જ્ઞાનને ખાયે, સફલ જીવન સેવામાં—મનુ

સેવા ધર્મ દુર્લભ છે, 'જમનાદાસ' અલભ છે;
સેવાથી કૃપા સુલભ છે, શાંતિ કૃષ્ણ સેવામાં—મનુ



## રાગ—ગઝલ-કવાલી

### અખંડ વિજય.

વિજય કરવો ખરો છે તે, વિજય અજ્ઞાનનાં ઉપર;
વધારો જ્ઞાન ભક્તિ તો, પશ્ચાતાપના અંતર—વિજય

ન જાવો જગત સમજાવા, પોતે પોતાને સમજાવો;
અસર ચારિત્ર્યની થાશે, વકતાઓ દીલ આ લાવો—વિજય

પાપ દરેક આદીમાં, સુખકર મીઠાં લાગે છે;
પણ પાયમાલી છે અંતે, દુઃખ વિનાશ આગે છે—વિજય

કાળ પ્રવાહમાં અસત, તણાઈ જાય છે ભાઇ;
તરશે સત્ય સંસારે, ફનાં અસત્ય દુઃખદાઇ—વિજય

ભાટીયા કોમ માંહી એક, જ્યારે સત્ય સમજાશે;
થઇ ગયો છે 'જમનાંદાસ,' ભવિષ્યમાં એ ગવાશે—વિજય



## રાગ—ગઝલ-કવાલી

### કાળની વિચિત્ર ગતિ.

ન જાણ્યું કાલે શું થાશે ? નસીબને કયાંએ *સાંધો ના;
કોણ કેવો થશે કયારે ? તે અભિપ્રાય બાંધો ના—ન

દેખાયે આજે પાપાત્મા, કાલે તે થાય છે મહાત્મા;
સજ્જન થાય છે દુર્જન, ફેરાવે પલમાં પરમાત્મા—ન

ભિખારી રાય થાયે છે, શત્રૂની થાય છે †યારી;
કરોડાધિપતિ આજે, બને છે કાલ ભિખારી—ન

આજે વિશ્વાસપાત્ર જે, કાલે વિશ્વાસઘાતિ તે;
ન જાણ્યું આજ આ કાયા, કાલ સ્મશાને માટી તે—ન

---

* નસીબને થીગડો દેવાતો નથી.

† મિત્રાચારી.

આપણે માનીએ મૂર્ખો, લાખો તે કમાયે છે;
બુધ્ધિમાન હ્યાં રખડે, દશાનાં ઢંગ થાયે છે--ન

મૂંછપર લીંબુ દેતા જે, કાળ તેને મુંડાવે છે;
પડે નીચે ચ્હડે ઉંચે, થાય પ્રભુને જે ભાવે છે—ન

કોનું નસીબ કાલે કયાં, ઘસડશે? તે કે'વાયે ના;
પાંદડું નસીબનાં વચ્ચે, આડું! તે જણાયે ના--ન

તરંગો બાંધીને ચિત્તમાં, નહીં થાવું તરંગશંકર;
'જમનાદાસ' સ્વધર્મે, રામ કૃષ્ણ જપો મંતર--ન



## રાગ-ગઝલ-કવાલી

દીધાં છોડી પીતા માતા, જેવું રાગ.

અગર હૃય શોખ ૧વસ્લેકા, તો 'હુમ તુમ'કો ભુલા દેના;
૨ઇશ્કકી આગમેં ગીરકે, ૩નુમાઇ કો જલા દેના--અગર

ખરા આશક ૪સનમ કા જો, જુદાઈ ના સહી જાતી;
પડે ના ચેન બિના એક યાદ, સનમકો સબ લુટા દેના-અગર

બડી તગદીર ખુલે જીસકી, સીનેમે ૫યોગવો પાવે;
મજેહ હર દમ વોહી જાને, 'દિલબર દિલ' મીલા દેના—અગર

---

૧ અભેદ, ૨ શુધ્ધ પ્રેમ, ૩ અહંકાર, ૪ ઇશ્વર, ૫ એકતા-સાક્ષાત્કાર.

'જમનાદાસ' માનવ જન્મ, સફ્લ *જહાંનમેં કર લો;
ગે ના ઠીક યે બાતાં, તો જીંદગીકો રૂલા દેના—અગર



રાગ—ગઝલ-કવાલી. 'હરિમય':

જેવી કરે જે કરણી, તેવી તરત ફળે છે, જેવું રાગ.

હરિ હરિ હરિ મયથા, હરિ ઓમથી તરી જા;
હરિ પ્રેમમાં ડુબી જા, ફરી ફરી કહું હરી ગા—હરિ

કલી કાળમાં ન બીજો, તરવાનો પંથ સીધો;
હરિને રીઝાવી રીઝો, હરિને ખરે વરી જા—હરિ

કરણી કરીને તરવું, શા માટે જન્મી મરવું ?
હરિનાં અરિથી ડરવું, હરિ વિણ બધું ભુલી જા—હરિ

ઘટમાં હરિને બાંધી, ભક્તિથી વૃતિ સાંધી;
હરિ નામે પાપ રાંધી, બાળીને પુન્ય કરીજા—હરિ

હરિ પ્રેમે મન ભરીજા, હરિમાં જરા સરી જા;
'જમનાદાસ' ફરી જા, હરિ નામમાં ગરીજા—હરિ



* દુનિયામાં,

## રાગ—ગઝલ

### કર્મનોજ અધિકાર છે, ફલનો નહિ

ચાહો કદી ન ચાહો, ચાહયા અમે તો કરશું; ૧+૨
તારો ન તારો કહાનાં, ભકિત તો તારી ભરશું ૧+૨-ચાહો

'આવુંજ' પ્રભુ વરતો, નહીં તે વિચાર અમને; ૧+૨
સ્વતંત્ર છો પ્રભુજી, સોપ્યું જીવન તમને ૧+૨-ચાહો

મુજ ભકિત સેવાનું ફલ, આપો યા ખાવો સ્વામિ; ૧+૨
કુરબાન સો છે તુજપર, જોઉં ન એક ખામી ૧+૨-ચાહો

આવો ઘરે અગર ના, આવીશું આપ જયાંહી ૧+૨
અધિકાર અમ સેવાનું, ફલનું કદાપી નાંહી ૧+૨-ચાહો

પધારો હૃદય યા ના, તુજ પાસ રહેશું વ્હાલા ૧+૨
'જમનાદાસ' જેવી લ્હેર, તૂંહી તૂ શ્રી નંદલાલા ૧+૨-ચાહો



## રાગ—ભૈરવીની કવાલી

પ્રભુ તેરા અબી દર્શન, દેદોંગે તો કયા હોગા? ટેક
ચરણ કા ધ્યાન યોગીજન, ધરે જીનકા સદા મનમેં;
વોહી ચરણો મેરે દીલમેં, ધરાવોંગે તો કયા હોગા?—પ્રભુ
કૃપાકા તૂમ હો સાગર, લીખાવે દો પુરાણોમેં;
વોહી કૃપા થોડી મુજપે, ઉતારોગે તો કયા હોગા?—પ્રભુ

ચંદ્ર તારે વ સૂર્યકો, દીયા પ્રકાશ બહુ તેંને;
થોડા પ્રકાશ મુજ ઘટમેં, જલાવોંગે, તો કયા હોગા?—પ્રભુ

પતિત પાવન અધમ તારણ, સુના મેં નામ હૈ તેરા;
મુજે ચરણોકી પાસી મેં, રખાલોંગે તો કયા હોગા?—પ્રભુ

ન માગું રાજ્યપાટો કો, ન ધનકી લાલસા મુજકો;
'જમનાદાસ' જયોતિમેં, બુલાલોંગે તો કયા હોગા?—પ્રભુ



રાગ—ગઝલ તાલ. ૩. ૨, ક્રિર્તનો સુધી.

અશોચ્ય પ્રકૃતિ મંડલનું શોચ?

દિલદાર યાર પ્યારે ગલીયોં મે મેરી આજા. જેવું રાગ.

મરનારાને શું રૂવો? રોનાર ના રહેવાનો;
સુકયા ન આંસુ ત્યાં તો, પાછળ બીજો જવાનો—મર૦

જયાં મંગલ ગીત ગવાયે, ત્યાં પીટણીયા પીટાયે;
કોઇથી નહીં સ્હેવાયે, રીવાજ એ દુનિયાનો—મર૦

હતા જયાં મ્હોટા શહેર, ત્યાં વર્ત્યો કાળો કેર;
પડયા રહ્યા ખંડેર, લુંટાયો સૌ ખજાનો—મર૦

લોભીના ધનપર નાગ, ન વાપરે મંદ ભાગ્ય;
આખર ઉડે ત્યાં કાગ, જોઇએ પ્રભુ પરવાનો—મર૦

માને છે દેહને મારી, દેશે દગો દેહ તારી;
સ્મશાને જવું જખ મારી, સાથે ન કોઇ હોવાનો—મર૦

જમ જોઇ, જશે આંખ ફાટી, માટીમાં મળશે માટી;
ઉકેલો કર્મની આંટી, ફરે છે ઢંગ દશાનો—મર૦

સો વર્ષ પૂર્વે હતો કયાં? સો વર્ષ પછી જઇશ કયાં?
જીવ શાંતિ તૂં લઇશ કયાં? દેખે તે ફના થવાનો—મર૦

વૃધ્ધમાં પડયો છે ખાટે, લાકડી રહે ના હાથે;
પડી છે તાલ માથે, છતાં ન જીવ લજાણો—મર૦

દીકરા વહુ મેણાં મારે, મરશે ડોશો ડોશી કયારે?
છતાં રહી આશા ભારે, મુરખ ન ચેતે દિવાનો—મર૦

'જમનાદાસ'ની હીતવાણી, હરિ શરણ જાવો પ્રાણી;
જ્ઞાનભકિતની કમાણી, સાથે સુકૃત લેવાનો—મર૦



રાગ—ગઝલ. તાલ. ૩.

મોહન તેરી સુરતિ, ધુંઘટ મેં ના *છીપાના;
પ્રેમીકી પાસ મુરતિ, છીપી ન રેવે કહાના—મોહન

---

* પ્રભુ સર્વ શક્તિમાન છતાં એક શકિત તેમાં ઓછી લાગે છે કે, સાચા પ્રેમી પાસે તે છાના અપ્રગટ રહી શકતા નથી.

તુમ હો ભકિતકા ભોગી, બનાદો પ્રેમ યોગી;
હમ હય ભવ કે રોકી, અપનાં મુઝે બનાના—મોહન

તેરી શરણ મેં આવે, દુર્ગતિ કભિ ન પાવે;
યે વેદ પુરાણ ગાવે, સમજ કે બના દિવાના—મોહન

ગાતા હય વેદ સબમેં, સબમેં ઓર ન સબમેં;
જાના ગુરૂસે અબ મૈં, યે યાદી ના ભુલાના—મોહન

તેરી શરણ પડેંગે, ઓર ધ્યાન તેરા ધરેંગે,
ફીર કયસે વો ડૂબેંગે? ગફલતસેં મુઝે બચાના--મોહન

'જમનાદાસ' હો હીતકારી, બ્રજરાજ નંદ દુલારી;
તેરી છબી દિલ ધારી, જરા પડદેકો ઉઠાના—મોહન



રાગ—આશાવરી તાલ દાદરા.

૫. કિર્તનો સુધી

કૌન બતાવે વાટ, ગુરૂબિનાં જેવું રાગ.

કૃષ્ણ ભજો સૌ કોય, જગતમાં, કૃષ્ણ ભજો સૌ કોય;
હરિ કરે તે હોય, જગતમાં, કૃષ્ણ ભજો સૌ કોય—ટેક

મંગલમય શ્રી નટવર સુંદર, શ્રીમુખ ઉપર મોહ્ય;
વંદન કરે શ્રી યદુનંદનને, તાપ પાપને ધોય—જગ૦

વૃંદાવન શ્રીવર બ્રજમોહન, ભક્તિમાં જીવ ખોય;
પતિત પાવન નામ સ્મરણરૂપ, એ કામધેનું દોહ્ય—જગ૦

મીઠામાં મીઠા સુધા કોઇ દીઠા, પુછું હું પ્રેમે તોય;
હું કાઢી કૃષ્ણ સ્થાપે 'જમનાદાસ' કૃષ્ણમય જોય—જગ૦



રાગ—આશાવરી. તાલ દાદરા.

શાંત થયું જેનું મન, સંસારે શાંત થયું જેનું મન;
પછી છે નંદનવન, સંસારે, શાંત થયું જેનું મન—ટેક

ચિત્ત ચુંથારા મનના મુંજારા, ઠર્યા કરીને *મનન
પવન વિનાનાં દીવા જેવું ચિત્ત, ભક્તિથી મન †અમન-સં૦

પ્રારબ્ધ વેગે શાંત થાય છે, મચેલ રહે જો ભજન;
સેવાથી વાસના ક્ષય કરીને, રહે છે આત્મ રંજન-સં૦

શરણ રહીને કરણી કરે તો, જડશે, જુગ જીવન;
શીતલ મન ચંદન સમ થાશે, 'જમનાદાસ' વંદન-સં૦



---

* શ્રી ભગવતત્વનું વારંવાર વિચાર.

† મનોનાશ.

## રાગ—આશાવરી તાલ દાદરા

### નામ સ્મરણ

નંદ નંદનનું નામ, સુમરો, નંદ નંદનનું નામ;
નામમાં આવે તમામ, સુમરો, નંદ નંદનનું નામ—ટેક

કંસ નિકંદન ભવ ભીડ ભંજન, અંતરના આરામ;
નામ સુધામૃત ચાખ્યો જેણે, રહ્યું શું બાકી કામ?-સુ૦

તત્વનું તત્વને સારનું સાર છે, પ્હોંચાડે ગોવિંદ ગામ;
પતિતપાવન કૃષ્ણ નાથનું, નામ પીવું આઠો જામ-સુ૦

*'યજ્ઞાના જપ યજ્ઞોસ્મિ' છે, બોલ્યા શ્રી રાધેશ્યામ;
વિનવે 'જમનાદાસ' જપજો, પ્રેમાનંદે વિશ્રામ—સુ૦



## રાગ—આશાવરી તાલ દાદરા.

### *'નમે ભકત: પ્રણુસ્યતિ

વાળ ન વાંકો થાય, ભકતનો વાળ ન વાંકો થાય;
શ્રી હરિ જેને સ્હાય, ભકતનો વાળ ન વાંકો થાય—ટેક

આત્મશ્રધ્ધા દૃઢ રાખે તો, પ્રભુ પ્રેમે બંધાય;
સાચા ભકતને ભુધર રક્ષે, કૃપાનો વાયરો વાય-ભ૦

---

* શ્રી કૃષ્ણુવચનાંમૃત ગીતા.

* શ્રી કૃષ્ણુ ગીતા.

કોની માએ શેર સુંઠ ખાધી કે, તેનું બગાડવા જાય ?
સુદર્શન ચક્રથી કાપે કૃષ્ણજી, દુર્વાસા જેવી ગતિ થાય—ભ૦
ગજેન્દ્રવત્ દુઃખદ જુડને, માર્યો શ્રી હરિએ ધાય;
હિરણ્યકશ્યપુએ પ્રહલાદ ત્રાસ્યો, નરસીંહ હાથે ચીરાય—ભ૦
સંત સતિની છેડ ન કરે તો, ગોવરધન રીજાય;
ભકત સેવેથી પ્રભુ સેવાયે, 'જમનાદાસ' લાગે પાય—ભ૦



## રાગ—આશાવરી તાલ દાદરા.

મૌનનો મહીમા

મૌન છે સુખની ખાણ, બંધુ, મૌન છે સુખની ખાણ;
લાગ્યા ગુરૂનાં બાણ બંધુ, મૌન છે સુખની ખાણ—ટેક.
પુછે તો કહો નહીં તો ચુપ કરી રહો, ધરવું ધણીનું ધ્યાન;
અત્યંત વાસના રહિત મૌન જે, તેજ ખરૂં સમાધાન-બંધુ
અનુદ્વેગ સત્ય પ્રીય હિતકર, વાણી તે દૈવિ જાણ;
વ્યર્થ લવારોને વાણી કટુ બોલે, ગણાય તે તો શ્વાન-બંધુ
જ્ઞાન થયા પછી મ્હાલવું મૌને, અનુભવીનું એ તાન;
દુર્જન સાથે મૌન રહેવું, હરિ કથામાં સન્માન—બંધુ
સંયમીની વાણીમાં સીધ્ધિ બોલે તે થાય નિધાન;
'જમનાદાસ' એ આત્મબંધુ ભેદનું કરજે સ્નાન—બંધુ



રાગ—સોયણી.

કહાનાં, તોપે જાઉં બલીહાર ટેક.

સુંદરશ્યામ મદનમોહન તૂં, શ્રી બ્રજરાજકુમાર;
ગોવર્ધનધર બંસી અધર ધર, નિજજનકા આધાર—કo

પ્રેમ લક્ષણાં ભકિત મેં લયકર, બ્રજ બંસી લલકાર;
વાર વાર મેં વિનંતિ કરત હું, 'જમનાદાસ' ઉધ્ધાર—કo



રાગ—પીલુ કે જંગલા.

૬. કિર્તનો સુધી.

(મન તું જાણે અમર મેરી કાયા, જેવું રાગ)

જીસ જીવનસે, શ્યામ મીલા નહીં,
ઉસ જીવનકુ, કરના કયારે ?-ટેક.

જીસ હાથોંસે, દાન દીયા નહીં;
ઉસ હાથોં કો ધરના કયારે ?-જીસ

જીસકે દીલમેં, દયા ધર્મ નહીં,
ઉસ દીલ પથ્થર, ભરનાં કયારે ?-જીસ

જીસ નૈનનમેં, પ્રેમ ભાવ નહીં,
ઉસ નૈનનકુ, રખનાં કયારે ?-જીસ

જીસ રસનામેં કૃષ્ણ ના નીકલે,
ઉસકુ તોડકે, ગરનાં કયારે ?-જીસ

ગુરૂ કી કૃપાસેં, સ્વરૂપ પીછાનાં,
તો જીના કે, મરના કયારે ?-જીસ
સચરાચરમેં, પ્રભુકુ જાનાં,
દ્વૈત ન હુય, તો ડરનાં કયારે ?-જીસ.
જા ઘટમેં ભગવાન બિરાજે,
'જમનાદાસ' તો, તરનાં કયારે ?-જીસ.



રાગ—પીલુ, કે જંગલા.

મુસાફીર શોચ—જાગ.

શોચ મુસાફીર, કરણી કર લે,
નરદેહ દુર્લભ, ખોનાં કયારે ?-ટેક
હરિ ભક્તિકા, કીલ્લા બનાલે,
આયુઃ ગયે પીછે, રોના કયારે ?-શોચ
કાળ ખડા હૈ શીરપે ભારી,
યમ દહેમેં મોહનાં કયારે ?-શોચ
કામધેનું હરિ, નાંમ છાંડી કે,
કુતિકુ હાં, દોહના કયારે ?-શોચ
પરમારથ કે, કામ કીયે તો,
કરણીબીન ઔર હોનાં કયારે ?-શોચ

*બાવનસેં પ્રભુ બ્હાર બિરાજે,
　　　　જ્ઞાન હુવા પીછે, સોના કયારે ?–શોચ
ઇશ્વર કીયે, ચંચલ માયા,
　　　　મૃગજલ સ્વપ્ન, બિલોનાં કયારે ?–શોચ
પુરૂષોત્તમ 'જમનાદાસ' વત્સલ,
　　　　પ્રેમ નજર બિન, જોનાં કયારે ?–શોચ



રાગ—પીલુ, કે જંગલા.

ચેત સમજ, નાદાન પ્રાણી,
　　　　આશક થઇને કરી લે કમાણી–ટેક
ગફલતમાં રહે, મતિ પસ્તાણી,
　　　　કાળ ચકકરની, ઉપર ઘાંણી–ચેત.
નરદેહ દુર્લભ, શાસ્ત્રે વખાણી,
　　　　કરવું કદી નહીં, એ ધુળધાણી–ચેત.
ભેદ દષ્ટિમાં મતિ ગુંચાણી,
　　　　આશા તૃષ્ણા, માં લપટાણી–ચેત.
હરિ ગુરૂ સંત, પીયે પ્રેમ વાણી,
　　　　'જમનાદાસ' મટે ચાર ખાણી–ચેત.



* બાવન શબ્દની વેખરીથી રહીત.

રાગ—જંગલા કે પીલુ, તાલ ૩.

નારાયણ જીનકે હીરદે મેં: જેવું રાગ.

ગુરૂ ગોવિંદ કૃપા થઇ જે પર,
તપ વ્રત તીર્થ, કરે ન કરે રે-ટેક
વિઠ્ઠલ વરને હેતે જે વરીયો,
બીજાને તે, વરે ન વરે રે-ગુરૂ
પ્રેમ દ્રષ્ટિ ઉભરાણી રંગેરંગ,
અન્યમાં દ્રષ્ટિ ઠરે ન ઠરેરે-ગુરૂ
પ્રેમે શ્રી કૃષ્ણ પધાર્યા હૃદયમાં,
ભવ સંસાર તરે ન તરે રે-ગુરૂ
હરિ ગુરૂ સંતસંગ 'જમનાદાસ'
કાળથી ડરે ન ડરેરે-ગુરૂ



રાગ—જંગલા કે પીલુ તાલ ૩.

આવો કહું વાત પ્રેમ ભરેલી,
જે મુજ ગુરૂએ, કાને કહેલી-ટેક
ગુરૂએ કર્ણમાં ગુપ્ત કહ્યું કે,
"પ્રીતિ પ્રચંડમાં, જીવ દે ઠેલી-આવો
જેને તૂં શોધે બાહેર ઢુંઢી,
તે તુજ અંતર, છે બિરાજેલી-આવો

સાચો પ્રભુ જો ભેટવા ચાહે,
અંતર્યામિમાં, કર મતિ ઘેલી-આવો
ભૂલી જા મનમાં ભેદ વિચારો,
જોઇ લે આત્મ, જયોતિ ઝરેલી-આવો
આદિ અંતરમાં બાહેર એનો એ"
'દાસ'ની દષ્ટિ કૃષ્ણે ઠરેલી-આવો



રાગ—જંગલા, કે પીલુ તાલ ૩.

પ્રભુ, યા માયા બેમાંથી એકને આધિન થવુંજ પડે છે.

ચાકરી કૃષ્ણની કરવી સારી,
ના કરશે તો, કંસની ખારી-ટેક
સેવક રામના થાય નહીં જે,
રાવણ લેશે, ચાકરી ભારી-ચાકરી
પુરૂષ આધિન થાય નહીં તો,
પ્રકૃતિ કરશે, જીવ ભિખારી-ચાકરી
જગદીશ્વરની સેવા કરવી,
ના કરવાથી, જમની વારી-ચાકરી
ગુરૂ સંગાથી, જવું હરિ ધામે,
યા જમ સાથે નર્કે સવારી-ચાકરી
શ્રેય પ્રેયનાં બે મારગ છે,
જયાં જવું ત્યાં; જાવું વિચારી-ચાકરી

ઈશ્વર માયા, બેજ પદાર્થો,
માયા પ્રીતિ છે ગુન્હેગારી-ચાકરી
ગુરૂ ચરણોપર, જાઉં બલીહારી,
'જમનાદાસ' નંદ દુલારી-ચાકરી



રાગ—મળ્યો મનખા જન્મ અવતાર, માંડ કરીને જેવું રાગ.

૬. કિર્તનો સુધી એકજ રાગ. ભજન

મળ્યો મોંઘો મનુષ્યા જન્મ, કૃપા કરીને;
જેને દેવતા પણ યાચે, અર્જ હરિને;
તને મળશે નહિ પાછો, ફરી ફરીને;
માટે ભાવે ભજ કિરતાર ટેક.

કાર્ય નામ રૂપ જગત કે'વાયે, કારણ અવિદ્યા માયા;
માયા અસત ચંચલ ફનાં છે, જવાનાં જે જાયા;
દેહ મરીને મળ્યો

નરનારાયણ જેવી દેહે, કરણી ન કરે મંદ ભાગ્ય;
આંખ ઢંકાતાં સ્વપ્નું થાશે, સાવધાન જીવ જાગ;
કાળે ડરીને મળ્યો

ભ્રમ મુલક દ્વૈત સ્વપ્ન ભમાવે, રણાનું બંધનું ખેલ;
પ્રારબ્ધ વેગે જીવ તણાયે, કદી જેલ કે મ્હેલ;
કર્મ કરીને મળ્યો

પોતાનાં અંતર શત્રુઓને, ઓળખી લે પૂરા;
કામ ક્રોધ હું મારૂં વેરીને, કાઢે તેજ શૂરા;
માર અરિને                                        મળ્યો
'અમંગલ દેહમાં મંગલ મૂર્તિ કૃષ્ણ ચંદ્ર સ્વરૂપ;
'જમનાદાસ' સફળ કરીને, સમાધાનમાં ચૂપ;
વિઠ્ઠલ વરીને                                        મળ્યો



રાગ—મળ્યો મનખા જન્મ અવતાર, માંડ કરીને જેવું.

લાખો જન્મથી આ, જીવાત્મા ભટકે;
લાખો ઘર સંસાર, કરીને પટકે;
લાખો સગા વ્હાલામાં, અહીં તહીં અટકે;
હવે ભજી લે કૃષ્ણ મુરાર—                                        ટેક.

આ જન્મે હવે ઓછું બને, ને હરિ ભકિત ચડે;
તેમાં કલ્યાણ તારૂં છે જીવડા, પુનઃ ગર્ભે ન પડે;
પ્રભુમાં સટકે—                                        લાખો.

જયારથી સૃષ્ટિ ઉત્પન્ન થઈ છે, જીવને જડે નહીં ઘેર;
કૃપા કરી ગુરૂ હાથ ઝાલે તો, સઘળે લીલા લ્હેર;
માયાથી છટકે—                                        લાખો.

સમ્રાટ રાજા બનવા કરતાં, હરિદર્શન ભિખારી;
બનવું લાખ ઘણું સારૂં છે, રાજી થાય ગીરધારી;
પછી નવ ખટકે—                                        લાખો.

દુનીયાના ડાહ્યા થાવા કરતાં, ગુરૂ શરણે જવું;
કરોડ ઘણું ઉંચું આ છે પ્રીય, પ્રભુનાં ઘેલા થવું;
હરિરસ ઘટકે— લાખો.
શુષ્ક વેદાંતિ પંડીત કરતાં, કૃપા પાત્ર સારા;
'જમનાદાસ' હરિગુરૂ ચરણે, સમજે તે ન્યારા;
બાકીનાં લટકે— લાખો.



રાગ-મળયો મનખા જન્મ અવતાર, માંડ કરીને, જોવું.
તૂંહી રામ તૂહી રામ શ્રી શ્યામ, દીલ મેં જપનાં;
તૂંહી રામ શ્યામ બિનાં ઔર, સબહી સ્વપ્નાં;
તૂં જ્ઞાનસેં દેખ વિચાર, ના કછુ અપનાં;
એક ભજ શ્રી સર્જનહાર— ટેક.
સબી જગત જબ સ્વપ્નાં હય તો, અચ્છા બુરા કહાં હય?
કીસ વસ્તુકુ સંગ્રહ કરનાં, કયા તેરા યહાં હય?
હરિ ઓમ રટનાં— તૂંહી.
પ્રેમ લક્ષણાં શ્રી ભકિતમેં, તન્મયઃ હોનાં ઉધ્ધાર;
યોગ ભ્રષ્ટકુ પુર્વ જન્મકી, સ્મૃતિઃ* ભરત હોનાર;
કાળકા ડંખના— તૂંહી.

* રાજા જડભરતને, મૃગનાં દેહમાં પણ પુર્વજન્મની સ્મૃતિઃ ભક્તિયોગ બલથી હતી.

રોપકાર જૈસા ધર્મ નહીં, પરપીડન મોહા પાપ;
ગ દ્વેષ ઓર કામ ક્રોધ, લોભ પાપકા બાપ;
બી નહીં ફસનાં— તૂંહી.

ક્ષ અપક્ષમેં પ્રભુ ન મીલતા, સમતામેં ભગવાન;
જમનાદાસ' જો મર કે જીવે, પ્રેમામૃતકા પાન;
ત્રેકાળમેં હુંસના— તૂંહી.



રાગ–મળ્યો મનખા જન્મ અવતાર, માંડ કરીને, જોવું.

ધર્મની એંક.

પ્રભુનાં ધર્મની એંક, કદી નવ ખૂટે;
ધર્મ જ કરે રક્ષા, રક્ષિતની પુંઠે;
પ્રભુ આપે વ્યાજ શીખે, કોઇનાં જુંટે;
જે ધર્મ તણો જયકાર— ટેક.

પૃથ્વીમાં એક ગોટલી વાવે, હજારો આંબા દે;
એક કણનાં પૃથ્વી અનેક દે, તો શ્રીહરિ કેમ લ્યે?
આપે હાથ છુટે— પ્રભુનાં.

દ્રોપદીનાં તાંતણાંનાં, નવસે નવાણું ચીર;
પાર ન રાખી ચીર પૂર્યાં વ્હાલે, ધન્ય સુભદ્રાના વીર;
દુષ્ટ* માથું કુટે— પ્રભુનાં.

---

* દુર્યોધન.

સુદામાના તાંદુલ લઇને, ફલ સોનાનાં મ્હેલ;
ગજેન્દ્રનું એક કમળ લઇને, છોડાવી ગ્રુડની જેલ;
ભક્તિ ના તુટે— પ્રભુનાં.

લાખો હાથનો દાતા પ્રભુ છે, યાચકને હાથ બે;
લક્ષ્મીપતી જો દેશે ત્યારે, લેનારો શું લ્યે?
શંકા કાં ધુંટે— પ્રભુનાં.

શુભ કર્મ કરનારની સ્વપ્ને, દુર્ગતિ કદી નવ થાય;
અવિનાશી એકે ધર્મ જમા કરો, 'જમનાદાસ' ન જાય;
હરિ નામ લુંટે— પ્રભુનાં.



રાગ–મળ્યો મનખા જન્મ અવતાર, માંડ કરીને, જેવું.

પુરૂષાર્થમાં વિજય છે.

નસીબને શું રડવું? કરણી કરીએ;
પલટે નસીબ પુરૂષાર્થે જરી ના ડરીએ;
પોતાનાં કર્મ પ્રમાણે, નસીબને ઘડીએ;
પુરૂષાર્થ કરો સંસાર— ટેક.

ધ્રુવ માતાનું મેણું સાંભળી, બેસી રહ્યા જો હોત!
તો અવિચળ પદ પામત કદી ના, શ્રીહરિ દર્શન ખોત;
ફરી તપ કરીએ— નસીબ.

બ્રહ્મર્ષિ પદ પુરૂષાર્થે પામ્યા, વિશ્વામિત્ર રાજર્ષિ;
દૈવ તો દુર્બળ ચિત્તનાં માટે, ગાયે વશિષ્ઠ મહર્ષિ;
જુઠું નવ જરીએ— નસીબ.

ગોવિંદસીંહ, પ્રતાપ, શીવાજી, રામતીર્થ ગાંધી;
જનક અર્જુન કર્મયોગથી, ચડયા પુન્ય બાંધી;
વિજયમાળ વરીએ— નસીબ.

ધર્મ અર્થ કામ ને મોક્ષ, ચાર પુરૂષાર્થ ખાસ;
ભક્તિયોગ છે સૌથી પ્હેલું, ત્રિવિધ દુઃખનો નાશ;
પરં સુખ ભરીએ— નસીબ.

ભાગ્ય સુનું પુરૂષાર્થ વિનાં હરિ, કર્મીને મદદ કરે;
'જમનાદાસ' હીંમત નવ હારો, શ્રીહરિ કષ્ટ હરે;
કૃપાથી ચડીએ— નસીબ



રાગ-મળ્યો મનખા જન્મ અવતાર, માંડ કરીને, જેવું.

જય કૃપામૃત ગોપાલ, શ્રી ગીરધારી;
હે સાંભળો દીનદયાલ, અરજ અમારી;
તમો ભક્ત તણાં પ્રતિપાલ, નંદદુલારી;
આપ નોંધારાનાં આધાર— ટેક.

અશરણનાં પ્રભુ શરણ છો, અનાથનાં છો નાથ;
ભુલો પડેલો કાળ મુખે છું, હવે તો ઝાલો હાથ;
બિરદ વિચારી— જય.

સૌ તજે તેને આપ સ્વિકારો, પોતાનો જાણી બચાવો;
આપ કૃપા કરો, તો શું ન થાયે? સત્ય પંથ બતાવો;
શરણ હિતકારી— જય.

આપે જીવો પર ત્રિગુણી માયા, ફેલાવી છે ભારી;
આંખોમાં ભરચાં ધૂળ છે તેથી, ઓળખે ના નરનારી;
જાણે નિર્વિકારી— જય.

હે પ્રભુ! ભક્તિમાં અને દુઃખમાં, કસોટી ના લયો મારી;
કસોટીમાં હું પાસ થઇશ નહીં, દયાથી લયો ઉગારી;
ચરણની બારી— જય

'જમનાદાસ' લગામ સર્વની, આપશ્રી હરિ હાથે;
આપ નચાવો તેમ સૌ નાચે, હંસ ધૂળ ચાટે;
લીલા બલીહારી— જય.



રાગ-ત્રોટક છંદઃ

'હરિરેવ જગત જગદેવ હરિ',
જપ વારંવાર ઉર પ્રેમ ધરી;
છે ઉત્તમ દાવ ન આવે ફરી,
ભજવાથી હરિમાં હું જાય સરીઃ ૧.
ગુરૂમંત્રમાં દૈવિ સામર્થ્ય રહ્યું,
પુરે સાંખ સંતો વેદશાસ્ત્રે કહ્યું;
જડને ચૈતન્ય બનાવે ગુરૂ,
શુધ્ધ ભાવથી સેવે ગુરૂને પુરૂંઃ ૨.
આયુ: અલ્પ તેમાં રોજ થાય કમી,
સંસાર વિઘ્નો ભરપૂર ભમી;
રાગદ્વેષનો નીવેડો થાતો નથી,
નથી માયાનું પાર શ્રીકૃષ્ણે કથીઃ ૩.
માટે સાર જે હોય તે લઈ લેવું,
બાકીનું અસારને છોડી દેવું;
'જમનાદાસ' ત્રોટક છંદ ગમી,
રમે સર્વમાં આત્મારામ રમીઃ ૪.



## રાગ-ભૈરવીની કવાલી.

૫ કિર્તનો સુધી એકજ રાગ.

શ્યામરે શ્રીકૃષ્ણ પ્યારે, દર્શ કયું દેતે નહીં જેવું, યા
રામ કહેનેકી મઝા, જીસ્કા જબાંપે આ ગયાઃ જેવું.

ઉસ્તાદને* દીયા આંખ† તીસરી, દ્વૈતસે‡ હમ સો ગયે;
'હમ' કી બૂ§ નિકાલી દીલસે, અદ્વૈત૫ મેં લીન હો ગયે-ઉસ્તાદ

સ્વપ્ન જગમેં દોડતા થા, સત્યકો ભુલાય કર;
તૂંહી તૂં જાપ જપાયા ગુરૂને, જ્ઞાન દે હમ ખો ગયે-ઉસ્તાદ

જબ દેખા અવિનાશીકુ, કહાં જાઉં મેં કાશીકુ?
તોડી મેરી ફાંસીકુ, ગોવિંદ કે અબ હો ગયે-ઉસ્તાદ.

ચૌદ લોકકુ ભુલ ગયે, જબ ચિરં શાંતિ આ ગઈ;
હું તૂં સેં પર આત્મભાવ મેં, હમ અભિન્ન હો ગયે-ઉસ્તાદ

માયાસેં ગુરૂને છુડાયા, ઇશ્વર એકમેં જોડ કર;
નઝરકુ ફૈલાય દેખા, કીટ ભ્રમરી હો ગયે--ઉસ્તાદ



*સમર્થ શ્રીગુરૂએ †એ ચર્મ ચક્ષુ નહિ, પણ ત્રીજી અંતરની જ્ઞાન ચક્ષુ ‡માયાથી §ગંધ હું મારૂંની વાસ. ૫ પ્રભુ સત્યમાં

શ્યામને બંસી બજાઇ, પરમાનંદી સુન ભયે,
ભઇ કૃપા જબ શ્યામકી, બંસરી હુમ હો ગયે—ઉસ્તાદ
પૃથ્વી દાનસે જ્ઞાન દાન, અધિક હયશાસ્ત્રો કહે;
શ્રીહરિ મેં 'જમનાદાસ,' ગુરૂ ગમસે વો ગયે—ઉસ્તાદ



## રાગ—ભૈરવીની કવાલી

સુનલે પ્યારે બાત મેરી, શ્યામસે મન જોડ દે;
ગુરૂ મુખસે *આત્મચિંતનલે, પાપ ઘાઘર ફોડ દે—સુનલે

કોઇના તેરા યહાં હય, જબ સ્મશાને જાયંગા;
સગા ના કોઇ સાથ †જલતા, ઉસલીયે કયું દોડ દે?—સુનલે

દ્રષ્ટ જો દીખાતા હય સો, ફના હોને વાલા હય;
અદ્રષ્ટ સત્ય શ્રી હરિ હય, બહિર્મુખ મન ‡મોડ દે—સુનલે

કરો સદા ભજન પ્રભુકા, ભક્તિસે સબ સીધ્ધ હય
સુખ રહિત અનિત્ય દેહ મેં, મેરા તેરા છોડ દે—સુનલે

પ્રભુ ઉસકુ મીલતા હય, જો મીલનકા §શોખ હય
લગાલે હરદમ પ્રેમ પ્રભુસે, દ્વૈતસે મન તોડ દે—સુનલે

ભક્તકા કભી નાશ નાંહિ, સત્ય કહેતા હું યહાં;
'જમનાદાસ' જુઠ કહું તો, ચાહે મુજકો રોડ દે—સુનલે

* અપરોક્ષસાક્ષાત્કાર આત્માનુભવ. † મૃતદેહ સાથ કોઇ સગો બળતો નથી. ‡ ફેરાવી–અંત મુર્ખ કરવું. § તીવ્ર જીજ્ઞાસા–સાચી ભુખ.

## રાગ—ભૈરવીની કવાલી.

### વૈરાગ્ય વીંછી

વૈરાગ્ય વીંછી કરડે ત્યારે, મોહ નિંદ્રા ઉડશે;
સત્ય શું ? તે જાણવાની, વૃત્તિ દીલમાં ફુટશે—વૈરાગ્ય

દરિદ્રતા પર *અંજન છે, નેત્ર દોષ મટાડશે;
સ્વાર્થી ને બિનસ્વાર્થીનો, વિવેક સાચો ઉઠશે—વૈરાગ્ય

અભય છે વૈરાગ્યમાં, નિર્ભય પદને પામવા;
જખમી તો ગુરૂ શરણ જાશે, તત્વાનુભવ લુંટશે—વૈરાગ્ય

વૈરાગ્ય ન ટકે જ્ઞાનવિણ, ભુખવિણ ભાવે નહીં;
૨ભુખ લાગે પુન્યથી તો, કૃપા વૃષ્ટિ છુટશે—વૈરાગ્ય

ગુરૂ શું કરે ભુખ નહીં જયાં, ૩સીંહણ દુધ પચે નહીં
'જમનાદાસ' ગુરૂ કૃપાવિણ, સર્વે માથા કુટશે--વૈરાગ્ય



---

*દુઃખ-દરિદ્રતારૂપી આંજણ, સત્ય ન શોધી શકવાની દ્રષ્ટિનો દોષ મટાડે છે. ૨ પોતાનાજ આત્માના ઉધ્ધાર કલ્યાણની ભુખ ૩ શ્રી ભગવત સ્વરૂપનો ઉપદેશ.

## રાગ—ભૈરવીની કવાલી.

### અમુલ્ય જીંદગી.

જીંદગીની કીંમત સમજો, પુરૂષાર્થનું એ કામ છે;
જેનાં દીલ નિષ્કામ છે, તેના હૃદે શ્રીરામ છે-જીંદગી
રામ છે ત્યાં કામ ન રહે, હરિ છે ત્યાં હું ન આવે;
સૂર્ય જોતાં ઘુવડ આંધળો, સત્ય રીતિ આમ છે-જીંદગી
માનવ જન્મ મુમુક્ષુતાને, મુક્ત સંગ દુર્લભ છે;
જન્મ ઉત્તમ કુળમાં થાવું, ચાર દુર્લભ ઠામ છે-જીંદગી
સાગરે સરિતા પ્હોંચે છે, ગુરૂમાં શીષ્યો વસે છે;
ભક્તમાં ભગવાન છે, શ્રી રામમાં આરામ છે-જીંદગી
સત્સંગ યાત્રા ધામ છે, પોંચાડે ગોવિંદ ગામમાં;
લ્યો સદા હરિ નામને, સંતોનણો વિશ્રામ છે-જીંદગી
આનંદ શાંતિ પ્રેમમાં, હોય તે મસ્તાન છે;
'જમનાદાસ' ગુલામ પ્રભુનો કૃષ્ણમાં ગુલ્તાન છે-જીંદગી



## રાગ--ભૈરવીની કવાલી

### એવું જીવન શા કામનું?

જેણે પ્રભુ પોષ્યા નથી, ગુરૂ સંતને તોષ્યા નથી;
દીલ દાઘને ભૂંસ્યા નથી, જીવન તે શા કામનું? ૧.

આવ્યા તેવા પાછા થયા, જમદ્વારમાં સીધા ગયા;
રાખી ન કાંઈ દીલ દયા, જીવન તે શા કામનું ? ૨
મોટરની સ્હેલો બહુ કીધી, બગી બાગની લ્હેજત લીધી;
પ્રભુ પ્રેમ પ્યાલી ના પીધી, જીવન તે શા કામનું ? ૩
પુરૂષાર્થની ગમ ના પડી, કુછંદમાં બુદ્ધિ સડી;
કૃષ્ણ ખુમારી ના ચડી, જીવન તે શા કામનું ? ૪
અવિનાશી સુખને ના જોયો, વિનાશીમાં પૂરો મોહ્યો;
અંતે પછેડી લઈ રોયો, જીવન તે શા કામનું ? ૫
કૃષ્ણ સંદેશ ના વિચાર્યું, 'કૃષ્ણ શરણ'ના ઉચ્ચાર્યું;
આ પેટ જન્મી શું ઉકાર્યું ? જીવન તે શા કામનું ? ૬
પરમાર્થમાં ન કરી પ્રીતિ, એ સ્વાર્થની ભુંડી રીતિ;
'જમ'ની છુટે કયાંથી ભીતિ ? જીવન તે શા કામનું ? ૭
સતિનો પતિ પરમેશ છે, માને જો નહીં આ લેશ છે;
જમ કોર્ટે સ્ત્રીપર કેસ છે, 'જમનાદાસ' ૐ કામનું ૮



રાગ—દરબારી કહાનરો. ૫. કિર્તનો સુધી એકજ રાગ.

દિવ્ય આંખો ખુલી.

આંખો ખુલી આંખો ખુલી, આંખો ખુલી ગુરૂ તુંજ છે,
બહુ જન્મનાં પુન્યો પ્રગટયાં, નાથ નેતિ તૂંજ છે-આં
સંશય બધા છેદાઇ ગયાં, સૌ ગ્રંથીઓ ભેદાઇ છે;
કર્મોતણાં ભવ બંધ છુટયાં, પ્રેમ ભક્તિ પાઇ છે-આં

નેત્રે નટવર માથે માધવ, દેહે દેવ દીખાઇ છે;
હરિ હ્રદય કાને કૃષ્ણજી, પ્રાણે પ્રભુ પ્રગટાઇ છે-આં
ચોથી શ્રી ભકિત સેવનાને, સ્મરણ તારૂં ટેક છે;
મમતા મરી સમતા જડી, આનંદ રૂપ તું એક છે-આં
જે કોઇને દેખાય નહીં તે, કોઇક વિરલો જોય છે;
તે સત્ય હીરો ઓળખાતાં, 'જમનાદાસ' હું ખોય છે-આં



રાગ—દરબારી કહાનરો.

જીવ જાગી થા હુશીયાર તું, જોજે! ઉમર ચાલી ગઇ;
શીર કાળ તાંકે છે એ તારી, સૌ કમાઇ ખાલી ગઇ-જીવ
કયાંથી આવ્યો કયાં જવું છે? અંતે દેહના હાલ શા?
સૌ સ્વારથી સંસાર આ, દેશે ત્યજી તાલી દઇ-જીવ
આશા તૃષ્ણા ડાકુણીઓ, અંતરે વ્હાલી થઇ;
પણ નાગણીને દુધ પાઇ, મૃત્યુ દુઃખ ઘાલી ગઇ-જીવ
ભકિત સેવા ધર્મવિણ, કોઇ ન તારૂં જોઇ લે;
ન્યાત જાત ને વાતમાં, જીંદગી અહો ચાલી ગઇ-જીવ
વિચાર કરીને તાર જીવને, પ્રેમ પી પ્યાલી લઇ;
તરી જા 'જમનાદાસ' ભવ, ગુરૂનાં ચરણ ઝાલી લઇ.-જીવ



## રાગ—દરબારી કહાનરો.

ઉર્દુમાં

માલીક ૧દિલબર સનમ તેરા, ૨ઇશ્ક પ્યાલા પીલાયા;
ખુલી આંખ જબ દેખા સનમ, મેં તુઝકો મેરા દિલ દીયા—મા
મેં રહ ગયાથા ૩જહાંનમેં, ફીરતાથા તેરી શોધમે;
મીલેંગે કબ મેરી સનમકો, એક યાદથી તો મીલ લીયા—મા
૪મુર્શિદને મુઝકો કહા, બસ આપ આપ કો ભુલ જા;
જલાદે ખુદ ૫નુમાઇકો, ઇસ ૬હુર્ફસેં કાતિલ કીયા—મા
લગી આંખ જો૭વસ્લે હુવા, અબ નઝરમેં તુંહી એક હય
મસ્તાન તેરે ઇશ્ક મેં, જહાં જહાં મન્ઝિલ દીયા—મા
૮બંદગી ઓર ૯ખેરસેં, જબ ૧૦મ્હેર તેરી હો ગઇ;
અબ નિડર હું સબહી જગામેં
૧૧નકલ છોડ ૧૨અસીલ લીયા—મા
કીસ જન્મમેં બિ યાદ તેરી, ના ભુલું મેં સનમ;
યે અર્જ 'જમનાદાસ'કી, સુનકે પ્રભુ ૧૩શામિલ કીયા—મા



---

૧હૃદયેશ્વર પ્રેમપાત્ર પ્રભુ. ૨પ્રેમ ભકિત. ૩દુનિયામાં. ૪ગુરૂદેવ ૫ મીથ્યા અહંભાવને. ૬ શબ્દ ઉપદેશ. ૭ અભેદ. ૮ ઉપાસના પ્રાર્થના. ૯ દાન. ૧૦ પ્રભુ દયા. ૧૧ માયા. ૧૨ શુધ્ધ સ્વરૂપ પરમાત્મા ઇષ્ટ દેવ. ૧૩ પોતાનો માની શરણ રાખ્યો.

## રાગ—દરબારી કહાનરો.

સ્વાર્પણથી ઉન્નતીના શિખરે

ઉન્નતિનાં શીખરપર, કોઇ કોઇ વિરલ પ્હોંચે ખરો;
ઉપર પ્રેમ જ્ઞાન પ્રકાશનો પ્રગટે દીવો સાચો ઝરો—ઉ૦

સર્વ રોગ વિદારક, છે બુટ્ટી સ્વાર્પણ રામબાણ;
જીવન સૌ સોંપી દઇ, નિશ્ચિંત થાવું છે પ્રમાણ—ઉ૦

અર્પણ થવું 'હું' દઇ દીધું, થોડા વખત માટે નહીં;
પણ થઇ ચુકયા જન્મોજન્મ, હરિનાં જરૂર માનો અહીં—ઉ૦

બ્રહ્માંડ છે તે નાથનું, સૌને નચાવે શ્રી વિભુ,
જો જગત પ્રભુનું તો હું પણ, છું તાહરો આઓ પ્રભુ—ઉ૦

મન બુધ્ધિચિત અહંકારમાં, પ્રથમ 'હું' બોલાવતો;
સ્વાર્પણ પછી પ્રભુ આવીયા; પડદા અંતર ખોલાવતો—ઉ૦

વ્હાલા પ્રભુમાં ડૂબી જાવું, લીન થાવું ખપી જઈ;
જોવી લીલા ને રમ્યતા, સુંદરતા ભલે થઇ થઈ—ઉ૦

જો હોય વાંચક તૂં ખરો તો, જન્મે નહિ પાછો ફરી;
તો જાણું સ્વાર્પણ સાચું તારૂં બેસી જા બારે હરિ—ઉ૦

'જમનાદાસ' અંતર પ્રેમે, તૂં પકડ શ્રી હરિ હાથને;
છોડાવનાર સમર્થ ધન્યો, ધન્ય છે શ્રીનાથને—ઉ૦



## રાગ—દરબારી કહાનરો.

### બલ ને બુધ્ધિ બે સથે રહે?

વાતો કરતાં જોતાં જોતાં, જીંદગી ચાલી ગઇ;
ખેતર પક્ષી ચુણી ગયા, વાડ પછી શા કામની?—વાતો

'આપ બેઠા આપ બેઠા,' ગાડી તો ચાલી ગઇ;
વ્યર્થ પસ્તાવું પછી, એ બુધ્ધિ તે શા કામની?—વાતો

આગ લાગી પાણી ન મળે, આગ ફેલાઇ ગઇ;
આગ લાગે કુવો ખોદે, મહેનત તે શા કામની?—વાતો

મરણ થયું દર્દી તણું, તેડવા દાસી ગઈ;
મરણ અંતે વૈદ્ય આવ્યો, ચતુરાઇ શા કામની?—વાતો

હાથમાંથી બાજી ગઇ, ધન ને જોબન ગયું;
પ્રથમથી ચેત્યા નહિ, પસ્તાવું તે શા કામનું?—વાતો

ગઇ જુવાની વૃધ્ધા આવી, શરીર જીર્ણ થયું બધું;
જોબનમાં તીર્થો ન કીધાં, જીંદગી શા કામની?—વાતો

માત તાત પતિ પત્નિ, જીવ તે ઠાર્યા નહિ;
વિયોગમાં બહુ યાદી આવે, યાદી તે શા કામના?—વાતો

બલ હોય તો બુધ્ધિ ના હોય, બુધ્ધિ હોય તો બલ નહિ;
બલ બુધ્ધિ બે સાથે હોવા, ત્યાં કૃપા છે કામની—વાતો

જાગ્યા મુક્તા ફલ પાવે, સુતેલાઓ સર્વ ખોવે;
હાથે જે તે સાથે આવે, 'જમનાદાસ' તે કામની—વાતો



## રાગ-રાસનો-ધોળ પદ.

આનંદ છે આનંદ છે આનંદ છે રે,
હવે સર્વ સ્થિતિમાં આનંદ છે (ટેક)

સાર કાઢી લીધું, તજ્યું અસારને,
સાર શ્રી કૃષ્ણાનંદ છે-રે, હવે

મતિ પ્રમાણે કોઇ, નીંદે કે વંદે,
પરવા નથી માહાનંદ છે=રે, હવે

નથી કોઇ મીત્ર, નથી કોઇ વૈરી,
આત્મ પ્રેમે સ્વાનંદ છે-રે, હવે

આત્મનાં લાભથી, નથી અધિક લાભ,
ભેટયા પછી નિજાનંદ છે-રે હવે

પ્રભુ જાણ્યા પછી, રહ્યું ન જાણવું,
દર્શનથી પ્રેમાનંદ છે-રે, હવે

જેમ છે તેમ, હવે બધું સુંદર છે,
શ્રીહરિ સત્યાનંદ છે-રે, હવે

'જમનાદાસ' મસ્તાનિઘટમાં,
ભકિતમાં પરમાનંદ છે-રે, હવે

## રાગ-રાસનો ધોળ પદ.

પાન છે પાન છે પાન છે રે,
ગોવિંદ ગીતાનું ઉતમ પાન છેઃ (ટેક)

કર્મ ઉપાસનાં, જ્ઞાન ધ્યાને રહે,
તારનારો શ્રીકહાન છે—રે, ગો

સમર્પણ થાવું તો, મૂળ શ્રીકૃષ્ણમાં,
દેવાધિ દેવ ભગવાન છે—રે, ગો

સર્વ દાનોમાં જ્ઞાનદાન મોટું,
વળી અહંમમનું દાન છે—રે, ગો

શ્રીકૃષ્ણ શરણં, મમ માહા મંત્ર,
ધન્ય પ્રોયું જેનું પ્રાણ છે—રે, ગો

કૃષ્ણ વચન, અનુસરે સદા જે,
ગૌ લોકમાં તેનું માન છે—રે, ગો

જીવતે સમભાવમાં, ચિત જે સ્થિત છે,
જીત્યો તે જગ બુધ્ધિમાન છે—રે, ગો

પ્રેમનું ફલ પ્રેમ સ્વરૂપ થાવું,
'જમનાદાસ' એકતાન છે—રે, ગો



## રાગ-રાસનો ધોળ પદ કાળ.

જાય છે જાય છે જાય છે રે,
તારી આયુષ્ય પલ પલ જાય છે—(ટેક)
ભુલ ભુલામણીમાં ફસાતો જાતાં,
જુવાનીને કાળ ખાય છે—રે,
સૌ પર ફરે છે, કાળની ઘંટી.
તેમાં સૌ જીવ દરાય છે—રે,
રાત દીવસ બે, પડ ઘંટીનાં,
પાપીથી યમ રીજાય છે—રે,
એક એક ઘડી, લાખોથી ન મળે,
સમજે તેને હરિ સ્હાય છે—રે,
*સુકા ફુલહાડને, નાખશે ગંગામાં,
જો લીલા હાડ જ્ઞાન ગંગે ન્હાય છે—રે,
સફલ છે તેની, કાયા જગતમાં,
રાજી થશે યદુરાય છે—રે,
'જમનાદાસ,' કરો પ્રેમે સેવા,
ભક્તિથી વ્હાલો વશ થાય છે—રે,



*મૃત્યુ પછી દેહનાં સુકા ફુલ-હાડકાને સગાઓ ગંગામાં પધરાવશે, તો પછી લીલા ફુલ-હાડકાને અર્થાત જીવતે જ્ઞાનગંગામાં હાડને કાં નબોળવા?

## રાગ-ધોળ, ૩. કિર્તનો સુધી.

સૌથી સમરથ રાધા વરનો આશરો. જેવું. કે, ઓધવજીનાં સંદેશાનો રાગ.

સાચા ભાવથી ભજીયે યદુનંદનને;
પ્રેમ સ્વરૂપ શ્રી કૃષ્ણ પ્રાણાધારજો;
જન્મ મૃત્યુનાં દુઃખ ટાળે શ્રીનાથજી;
અનન્ય શરણે તરીએ આ સંસારજો—સાચા

સૂર્ય ચંદ્ર તારા અગણીત વિશ્વને;
રચી છે જેણે લીલા અપરમ પારજો;
જે છે સમરથ શ્રી લક્ષ્મીનાં નાથજી;
એવા પ્રભુને શરણે બેડા પારજો—સાચા

પતિત પાવન અધમોધ્ધારણ છે પ્રભુ;
શરણ જતામાં કૃપા દ્રષ્ટિથી જોય જો;
તાપ પાપને બાળે શ્રી રાધા પતિ;
નિજજનનું 'દાસ' પ્રભુ કરે ઉધ્ધારજો—સાચા.



## રાગ-ધોળ.

જાણો તો શ્રી કૃષ્ણ સ્વરૂપને જાણ જો;
એક જાણેથી સૌને જાણાવાય જો;
અખિલ વિશ્વનાં મૂલ છે સમરથ શ્રીહરિ;
પ્રેમશાંતિને સુખડાની એ ખાણજો—જાણો

કર્મ પ્રમાણે સૌને પ્રેરક નાથજી;
અસંગ ખેલે ખેલ શ્રીકૃષ્ણ કહાન જો;
તેની ભક્તિથી નિર્ધન પણ રાજા બને;
અનન્ય શરણે પરમાનંદને માણજો—જાણો

તેને જાણવાથી મૃત્યુ તરે શાસ્ત્રો ભણે;
શાસ્ત્રોગીતા કૃષ્ણ વચન ગણાય જો;
શાસ્ત્રોને શો સ્વાર્થ કે તે જુઠું વદે ?
'જમનાદાસ' આ સત્ય છે રામ બાણજો—જાણો



રાગ-આજસખી હું તો આનંદપામી, પ્રગટયા

શ્રી અંતર્યામિરે જેવું.

૩. કીર્તિનો સુધી.

દિલમાં ખોવાયો ગેબી એક હીરો ર
એજ સુભદ્રાનો વીરો, રે, સાંભળો રંકઅમીરો

અલ્યા તું કોણ ને કોને પકડે છે ? ર
જેને પકડે તે તને જકડે, રે સાંભળો રંકઅમીરો

પ્રભુની માયા કદીના જાણાવાય ર
શરણ કૃપાયે તરાવાય, રે સાંભળો રંકઅમીરો

અતી તૃષ્ણાવાળો દરિદ્રિ છે જગમાં ર
આશા બેડી મોટી પગમાં, રે સાંભળો રંકઅમીરો

ગામથી લડે તે, કેવાયે અધુરો ર
નિજમન મારે તે શૂરો, રે સાંભળો રંકઅમીરો

કામીમન વાઘ છે મારીને નાખી ર
ના મારો બીચારી માખી, રે સાંભળો રંકઅમીરો

બોલે તેવું ચાલે તો પગલા પૂજાયે ર
સર્વ લોકોને પ્રીય થાયે, રે સાંભળો રંકઅમીરો

'જમનાંદાસ' માયામાં ખોયું મોતી ર
ગુરૂએ આપ્યું છે ગોતી, રે સાંભળો રંકઅમીરો



રાગ–આજ સખી હું તો આનંદ પામી જેવું.

ભક્તિ માર્ગ સ્હેલો.

કુલીકાળમાં ભક્તિ પંથેજ ચાલો ર
પંથ બીજો શ્રમ ઠાલો, રે, મળશે શ્રીનંદલાલો

પ્રભુ શોધવા બાહેર ક્યાંએ નથી જાવું ર
મન શુધ્ધ કરો હરિ ગાવું, રે મળશે શ્રીનંદલાલો

તો પ્રભુ સ્વયંમ પધારશે ઘેર ર
બન્ને લોકમાં લીલા લ્હેર, રે મળશે શ્રીનંદલાલો

શરણું લઇ સેવા કરવામાં વ્હેલો ર
સૌથી મારગડાએ સ્હેલો, રે મળશે શ્રીનંદલાલો

સત્ય ત્રેતા દ્વાપર યુગમાં જે મોંઘા ૨
કલીમાં ભક્તિથી સોંઘા, રે મળશે શ્રીનંદલાલો

દેવકીનાં કુંવર પ્રેમે બંધાયે ૨
સર્વ ભાવે શરણે જાયે, રે મળશે શ્રીનંદલાલો

મુક્તાફળ ભક્તિ તજી બીજે જોવી ૨
કામધેનું તજી કુતરી દોહવી, રે મળશે શ્રીનંદલાલો

હરિનાંમ સુમરણ જપ યજ્ઞ ઉંચું ૨
નાંમ વિનાં પડે નીચું, રે મળશે શ્રીનંદલાલો

અનન્ય ભક્તિ જે કોઇ કરશે ૨
માથું આપું જો ન તરશે, રે મળશે શ્રીનંદલાલો

હરિજનોને 'જમનાદાસ' નમે છે ૨
નમ્યા તે હરિને ગમે છે, રે મળશે શ્રીનંદલાલો



રાગ—આજ સખી હું તો આનંદ પામી. જેવું.
શ્રી કૃષ્ણનાં જન્મો ને કર્મો દિવ્ય છે.

પ્રભુનાં જન્મ કર્મ દિવ્ય છે લીલા ૨
અનેક અવતારે અકીલા, રે, પ્રેમ સ્વરૂપ રસીલા

શીવસનકાદિ શેષ બ્રહ્માદિ ૨
જાણે ના અંત ને આદિ, રે, પ્રેમ સ્વરૂપ રસીલા

શારદા શક્તિ ગણેશનાં મૂલ રે
મહિમાનજાણે બુધ્ધિ સ્થૂલ, રે પ્રેમ સ્વરૂપ રસીલા
વિચિત્ર બ્રહ્માંડનાં પ્રભુ કર્ત્તા રે
કર્ત્તા હર્ત્તા ને ભર્ત્તા, રે, પ્રેમ સ્વરૂપ રસીલા
પાંચ ભૂતનું પ્રભુનું નથી દેહ રે
નિર્ગુણ સગુણ દિવ્ય તેહ, રે પ્રેમ સ્વરૂપ રસીલા
યોગી યોગેશ્વર કોઇકજ જાણે રે
પૂર્ણ કૃપાથી પ્રમાણે, રે પ્રેમ સ્વરૂપ રસીલા
કર્તા અકર્તાને અન્યથા કર્તા રે
જાણે તે શ્રીહરિ વરતા, રે પ્રેમ સ્વરૂપ રસીલા
'જમનાદાસ' પ્રભુ સૌથી અસંગી રે
મ્હારા જન્મો જન્મ સંગી, રે પ્રેમ સ્વરૂપ રસીલા



રાગ-શીમળીયે કેમ, જાશો વરરાજા? જેવું.

કૃષ્ણ પ્રભુ હરિ, ગીરીવર ધારી;
હૃદયે પધારી, હું ને મારી રે-કૃષ્ણ
જાઉં બલીહારી, છો સુખ કારી;
અમને આપોને, ભકિત ભારી રે-કૃષ્ણ
જન્મો જનમમાં, યાદી રહે તારી;
માની પોતાનો, કરોને પારી રે-કૃષ્ણ

હરિ ગુરૂને, સંત સમાગમ;
દેજો એ શ્રીજી, વારંવારી રે-કૃષ્ણ

શ્રીપતિ તું કેમ, નાવ્યો જગરાજા?
વાટું જુવે છે, નર ને નારીરે-કૃષ્ણ

વસ્લ કરો કાં તો, નાખોને મારી;
'દાસ'ની અરજી, મરજી તારી રે-કૃષ્ણ



રાગ-ભૈરવી. ૬ ક્તિનો સુધી.

થઇ પ્રેમવશ પાતળીયા જેવું રાગ. પ્રેમની દેવિ ભાંગ.

ભાંગને પીધી ઘુંટી ઘુંટી;
એ તો ગુરૂએ દીધી જડીબુટ્ટીરે—ભાંગ.

પ્રેમની ભાંગ, જ્ઞાનનાં મરીથી
ઘુંટી સંતોએ હાથ ઝુટી;
સત્સંગ છીપર પર કુટી,
સેવાથી છાણીએ બુટ્ટી રે—ભાંગ.

કર્ણ્ કુળીમાં ભાંગને પીધી,
પીધાથી ગયું ભાન છુટી;
વૃત્તિ માયાથી વિખુટી,
ગઇ પાપની મટકી ફુટી રે—ભાંગ.

'જમનાદાસ' નશો નેણમાં,
પ્રભુવિણ બીજું ગયું ખુટી;
હરિ ૐ ચકાચક લુંટી,
ના પીધી તે રહયા માથું કુટી રે—ભાંગ.



## રાગ-ભૈરવી.

### શ્રી કૃષ્ણ લીલા

ગીરધારી શ્રી કૃષ્ણ કનૈયા, મુરલીકુ અધર ધરૈયારે—ગીર.
ગોકુલવાસી સાકાર પ્યાસી, બ્રજમે બંસી બજૈયા;
મેરે ચિત્તકુ શ્યામ ચોરૈયા, શ્રી કુંજગલી મેં બસૈયારે-ગીર.
ગોવર્ધનકુ તોર્યો અંગુલીપે, ગોકુલ વાસી બચૈયા;
પુરૂષોત્તમ પૂર્ણ કનૈયા, ખેલે ગોદ યશોદા મૈયારે—ગીર.
ચંદ સરોવર શરદ પુનમ તે ગોપીકુ રાસ રચૈયા;
નિજજનકુ સબ સુખ દૈયા, જાકુ વેદ 'નેતિ ગવૈયારે-ગીર.
કંસ ચાણૂર શીશુ નિકંદન, ઉધ્ધવ ઉપદેશ દૈયા;
'જમનાંદાસ' દૈવિતરૈયા, બાલકૃષ્ણલીલા ખેલૈયારે—ગીર.



## રાગ-ભૈરવી.

અપરાધ ક્ષમા કરો મારો;
પ્રભુ દયા ક્ષમા દિલ ધારોરે -અપ.
કાયીક વાચીક, માનસિક પાપો, કીધાં છે તે મેં હજારો;
ગુરૂસંત નિંદાથી ઉગારો, આ રંકનો તમથી આરોરે-અપ.
અંદર બ્હારનાં સૌ અપરાધો, જન્મ જન્માંતર વારો;
સ્વધર્મથી રહ્યો છું ન્યારો, ક્ષમા કરી દિલે પધારોરે-અપ.
કર્મ પ્રમાણે ફલ દે, તારે તો, દયાળુ શાનોને ધ્યારો ?
તારો 'જમનાદાસ' તારો, ત્રાહીત્રાહી શરણનાં પોકારોરે-અપ



## રાગ-ભૈરવી.

વંદન પ્રભુ અંતર્યામિ;
બ્હાર ગુરૂ રૂપે તૂં નાંમિરે—વંદન.
તનની જાણે મનની જાણે, ચિત્તની જાણે સ્વામિ;
ઘટઘટની જાણે જામિ, હે નાથ હું છું સકામિરે
મામો કંસ અહંકાર ગણાયે, તેની સ્ત્રી મમતા મામી;
દિલમાં રાખી, એ મુજ ખામી, ભરૂં નવગજ [1]સલામીરે.
જેવો તેવો છું હું તમારો, 'જમનાદાસ'ના સ્વામિ;
છો તન ગોકુલનાં ગામી,. અમને કરો નિષ્કામીરે.



[1]. મમતાને નવનવ ગજના નમસ્કાર,

## રાગ-ભૈરવી.

સંસાર હુય જાદુ માયા;
મૃત્યુને સબકુ ખાયારે—સંસાર.
ચોવીસ ઘંટા, ગુપ્ત રૂપમેં, રોજ ક્રમી સબ કાયા;
જાને કોઇ વિરલા ડાહ્યા, બાકી કાલ પ્રવાહે ડૂબાયારે.
આશા મૃગજલ તૃષા ન છીપે, તદપી જીવ લલચાયા;
આંતિમેં બહુ દુઃખ પાયા, જબ ગુરૂને નિંદ ઉડાયારે.
સ્વપ્ન સમાન વિશ્વ દીખાયા, ગુરૂને કરણી કરાયા;
'જમનાદાસ'જી, તરાયા, અબ સુમરો શ્રી જગરાયારે.



## રાગ-ભૈરવી.

કાયાની કિંમત લ્યો આંકી;
ચણો ભિંત કરણીની પાકીરે —કાયા
સૃષ્ટિ વિકારી નથી, દ્રષ્ટિ વિકારી છે, દોષ દ્રષ્ટિને છાકી;
કાઢો અવિદ્યા કાકી, છોડી દ્યો જુઠી ચાલાકીરે—કાયા.
સતને પકડો તો, અસત આપોઆપ, છુટી જશે સૌ થાકી;
ચિંતાની ભરવી ફાકી, રાગ દ્વેષને મુકો હાંકીરે—કાયા.
પોતાના દોષ જોઇ, કાઢી નાખીને, શુધ્ધ કરો મન ટાંકી;
'જમના દાસ' અભિલાખી, શ્રી કૃષ્ણચંદ્ર છે બાકીરે-કાયા



## રાગ-ભૈરવી. સંયમ.

સબદીન હોત ન એક સમાન જેવું રાગ

સંયમને વધારો, બાંધવ; સંયમને વધારો-(ટેક.)
સંયમનું સુખ સ્વર્ગથી જાજું, વિનાં સંયમ ના આરો-બાં.

સંયમી જાગે છે હૃદયે, અસંયમી બિચારો;
સંયમ જેવું પુન્ય એકે ના; અસંયમ પાપનો ભારો-બાં.

સર્વ ભુત રાત્રી જે માને, સંયમી જાગે ન્યારો;
સર્વ જીવ જાગે માયામાં, તે સંયમી ને અંધારો—બાં.

સર્વ પાપ કરે અસંયમી, સૌને લાગે તે ખારો;
મનવશ ના હોય ક્રોધ ઉપજે, જીભે ભકે તે, ગાળો—બાં.

મનનાં આસુર વેગો રોકે, થાય ન પાપ ઉધારો;
ખાવા પીવા બોલવામાં, સંયમી સુખી વ્યવહારો—બાં.

બાહુય દુઃખોને સહે સંયમી, અસંયમીને અંગારો;
લાતો ખાય સૌની જગમાં, માહાદુઃખી અકારો—બાં.

મન વાણી કાયાવશ રાખે, પાપીને સંયમ પારો;
સંયમી સ્વતંત્ર રહે છે, 'જમનાદાસ' ઈશારો—બાં.



## રાગ-ધનાશ્રી. પ. ક્રિર્તનો સુધી.

સત્સંગનો રસ ચાખ, પ્રાણી તું તો–જેવું રાગ.

અનન્ય ચિન્ત.

ચિત્ત અનન્ય કરવું, સજજનો, ચિત્ત અનન્ય કરવું; (ટેક.)
પ્રભુવિણ અન્ય, ભાવમાયાનો, એ જન્મવું ને મરવું-સ.
બુધ્ધિથી પરશ્રી વિઠ્ઠલવરને, જાણે તે નરમાં ઠરવું-સ.
આરે જગતમાં જન્મ પામીને, ગુરૂ ઉપદેશે ગરવું-સ.
નટવર ગીરધર, બંસી અધર ધર, શ્યામ વચન અનુસરવું-સ
અંતર્યામિ સર્વ જુવે છે, વિશ્વ વ્યાપકથી ડરવું-સ.
હરિ ગુરૂસંત, સંગા જીવનફળ, ત્રણ લોકે નિર્ભય ફરવું-સ.
'જમનાદાસ' શ્રી વલ્લભ શરણે, ભક્તિનાં નાવથી તરવું-સ.



રાગ-ધનાશ્રી.

પુન્ય ને પાપ.

પુન્યનાં માર્ગે પધારો, હુશીયારો, પુન્યનાં માર્ગે પધારો ટેક.
પુન્યથી ધનસુખ, સ્ત્રીને કીર્તિ,
મીલ મોટરનો વધારો—હુશી.

પુન્યનું ફળ સુખ, પાપનું દુઃખ છે,
પ્રભુનો કાયદો સારો—હુશી.
પુન્યથી કશુંએ, દુર્લભ છે નહીં,
વર્તમાન કરણી સુધારો—હુશી.
અત્યારે પામ્યા તે, પુન્ય પ્રતાપે,
ક્યાં સુધી ચાલશે સીતારો?-હુશી.
પુન્ય ફળ સુખ ઇચ્છે, પુન્ય ન ઇચ્છે,
પુન્ય કર્મ લાગે ખારો—હુશી.
પાપનું દુઃખ ન ઇચ્છે, વર્તન પાપનું,
એ તો નીકળશે દીવાળો—હુશી.
'જમનાદાસ' કહી દો પ્રભુને,
'આ [1]ઘર છે તમારો'—હુશી.



રાગ-ધનાશ્રી.

સુવિચારનું માહાત્મ્ય.

સત અસતનો વિચાર, કરવું, સત અસતનો વિચાર (ટેક.)
સત્યનો જ્ઞાન, થાય વિચારથી, સારગ્રહી તજો અસાર—ક.
સુકૃત તપનું ફલ જાય છે, જો દિલમાં અહંકાર—કરવું.

---

૧. શરીર, પ્રભુનો પ્રભુને સમર્પણ કરી પ્રભુનાં બની જીવવું તે મોટું દાન.

વિચારથી અહંકાર જાય છે, વિચાર બલ છે અપાર—કરવું.
દહીં મંથનથી ઘૃત મળે છે, વિચારે મળે કિરતાર—કરવું.
તન્મયતા વિણ, કાર્ય સીધ્ધિના, વિચારીના બેડા પાર-કરવું.
નિત્ય વિચારમાં, રહે તે જાગે છે, તો માયા દુર થનાર-કરવું.
સુવિચારથી, કીધું તે કર્મ, નીતિ ધર્મ સદાચાર—કરવું.
વિચારી સ્થિર છે, અવિચારી અસ્થિર,
વિચાર વિણ છે વિકાર—કરવું.
'જમનાદાસ' રહો અહુરથી પણ, સમજી કરો સંસાર-કરવું.



રાગ-ધનાશ્રી.

બુધ્ધી નર્કગામી, હૃદય સ્વર્ગગામી.

બુધ્ધિવાદ ન કરીએ, પ્રેમીઓ, બુધ્ધિવાદ ન કરીએ. (ટેક.)
બુધ્ધિ છે નર્કગામી, હૃદય સ્વર્ગગામી,
નયન પ્રેમથી ભરીએ—પ્રે.

યોગ 'નિરોધ' કહે, વેદો 'નેતિ' કહે,
એમાંથી શું શું કરીએ ?—પ્રે.

પુરૂષ પ્રકૃતિ સાંખ્ય ભણે છે, પુરૂષ શી રીતે વરીએ ?-પ્રે.
'બ્રહ્મ સત્યમ્ જગત મીથ્યા,' વેદાંતે શી રીતે ગરીએ ?-પ્રે.

પોતપોતાનું પક્ષ સૌ તાણે, શી રીતે સૌ અનુસરીએ ?-પ્રે.
ધર્મના ઝગડા, મતમતાંતરો, માયાવાદથી ડરીએ—પ્રે.
વાદવિવાદને, તર્કવિતર્કો, સંશય સૌ પરહરીએ—પ્રે.
અનુભવી સંતનો, સંગ રાખવો, સત્ય પંથે જરા સરીએ-પ્રે.
સ્વગુરૂ શરણે, 'જમનાદાસ' રહી, સેવાભકિતથી તરીએ-પ્રે.



રાગ—ધનાશ્રી

ગોવિંદના બની જીવવું.

ગોવિંદના બની રહીએ, જગતમાં, ગોવિંદના બની રહીએ
સત્ય બોલવું, હરિ સુમરવું, યમના હાથે ના જઇએ-જ૦
પુન્ય વધારી, પાપ ઘટાડી, હોય જો ધન તો દઇએ-જ૦
દર્પણ જેવું ચોખું કરી દિલ, ઇશ્વરિ આદેશ લઇએ-જ૦
કપટ કાઢેથી, કૃષ્ણજી રાજી, સત્ય પ્રીય હીત કહીએ-જ૦
પ્રભુ ઇચ્છામાં સ્વઇચ્છા સોંપી, 'જમનાદાસ' સૌ સહીએ-જ૦



રાગ—પહાડી ગઝલ. ૩ કિર્તનો સુધી

શ્યામ તારી શુધ્ધ ભકિતને, સદા ચખાવ મુજને;
કહાના તારૂં નામ સદા, યાદીમાં રખાવ મુજને—શ્યામ

દીનાનાથ શ્રી દયાળ, નંદલાલ તૂંહી તૂં છે;
તારી ખાતર પડો આ દેહ, દયા બતાવ મુજને—શ્યામ

જેમ માતા પેટે ગર્ભ જીવ સ્વમાતા ન જાણે;
તેમ વિરાટ પ્રભુ* તારે પેટે, જગાવ મુજને—શ્યામ

તારામાં રહેલા જીવો; જાણે નહિ નાથ તુજને;
કરે કૃપા તો જાણે શ્યામ તારો બનાવ મુજને—શ્યામ

માટીથી માનવ ન બન્યો, બન્યો છે પ્રભુ ચૈતનથી;
જડ નથી ચૈતન્ય છે, 'જમનાદાસ' શમાવ મુજને—શ્યામ



રાગ—પહાડી ગઝલ.

શ્યામ તૂં ક્હાન કૃષ્ણ રામ છે આધાર ત્હારો;
ભક્ત ભીડભંજનાર્થે કૃષ્ણ છે અવતાર ત્હારો—શ્યામ
દીન દયાલ તૂં ગોપાલ પ્રતિપાલ મ્હારો;
હે વિશ્વપાલ નંદલાલ છે ઉપકાર ત્હારો—શ્યામ
ગોપીપતિ લક્ષ્મીપતિ, સીતાપતિ પ્રાણ પ્યારો;
હે જગદીશ દીન ઇશ, છું ગુન્હેગાર ત્હારો—શ્યામ

---

*માતાનાં ઉદરમાં રહેલો જીવ, પોતે છોકરો છે કે છોકરી છે તે અને પોતાની માતા બન્નેને જાણતો નથી. તેમ 'વિરાટ' પ્રભુના પેટમાં સૌ હોવાથી પ્રભુને જાણી શકાતું નથી.

સર્જનહાર કિરતાર તુજથી થાય આરો;
ઓ શ્રીનાથ પ્રભુ, અનાથ આ સંભાર ત્હારો—શ્યામ

યદુનંદન યશોદાનંદ, છે તારણ હારો;
'જમનાદાસ' દર્શ પ્યાસ, જયજયકાર ત્હારો—શ્યામ



રાગ—પહાડી ગઝલ

શ્યામ તારા રૂપમાં, બનાવજે મસ્તાન મુજને
ક્હાના તારા શ્રીઅંગમાં ઢાંકુ એક ધ્યાન મુજને—શ્યામ

પ્રભુ મારે નથી જડ, દેહથી સંબંધ કાંઈ;
મારે સંબંધ તૂં ચૈતન્યથી એ ભાન મુજને—શ્યામ

જન્મ પૂર્વે મૃત્યુ પછી, નાથ છે સંબંધ ત્હારૂં;
જીવનાં તેજ સંબંધમાં કરો ગુલ્તાન મુજને—શ્યામ

દુનિયાનાં ઉંધાં ચશ્મા, ને ગુરૂનાં જ્ઞાન ચશ્મા;
એક તૂં શ્રી હરિજ્ઞાન ચશ્માથી સ્વભાન મુજને—શ્યામ

દૈવિ દ્રષ્ટિ ને દૈવિ સૃષ્ટિ આ સુંદર દેખાયે;
'જમનાદાસ' દૈવિ દ્રષ્ટિ, આપ ભગવાન મુજને—શ્યામ



## રાગ—વાઘેશરી.

માહા પુરૂષોનો સમાગમ, એજ સાચી છે કમાણી;
એજ સાચી છે કમાણી, બાકી સરવે ધુળધાણી—માહા

મહત્સેવા દ્વાર મુક્તિ, વાર વાર જગાડે તાણી;
નરનારાયણ ભેદ ટાળી, છોડાવે છે ચારખાણી—માહા

અનેક જન્મનાં સુકૃતોથી, ચડે હરિરંગ સંતવાણી;
સંત પંથ બતાવે સતનું ભવતરણ નૌકા ગણાણી—માહા

તાદ્દશી જનની કૃપાવિણ, ના છુટે આ ભવની ઘાણી;
સંતવાણી જો પી વાણી, 'જમનાદાસ' ધન્ય પ્રાણી—માહા



## રાગ—ભૈરવી

હઠ છોડ સખી ચલ સંગ મેરે,

તોહે વૃજમેં કહાન બોલાવત હય—જેવું

હઠ છોડ મન મત કહે યે મેરા,
પ્રભુકુ કહે દે 'તુંહી તું યે તેરા'
પ્રભુકુ કહે દે 'તુંહી તુંયે તેરા',
પ્રભુકુ કહે દે 'તુંહી તું યે તેરા'—હઠ

ગઇ રાત્રીકા સ્વપ્ના જૈસા યે જગત,
શીર કાળ પકડ કેશ હય ઘેરા;

દીવાલા નીકાલા જો પ્રભુ ન જાનાં,
જીવ ભટકત હુય ચોરાશી ફેરા—હુઠ

કાળ સર્પ મુખે જીવ *મેંડક હુય,
માયા મચ્છર પકડે કુ ડેરા

ભજો રામસીયા જીને જન્મ દીયા,
'જમનાદાસ' મત કરના હો ! ડેરા—હુઠ



રાગ—રામગ્રી. ૮ કિર્તનો સુધી.

વૈદરભી વનમાં વલવલે—જેવું યા

હે મન ભમરા તું કયાં ભમે ? જેવું રાગ

વિશુધ્ધ પ્રેમનાં માહા સુખો, જાણે જાણનહારા;
અનુભવ વિનાં સમજે નહિ, પ્રભુ આંખોના તારા—વિ૦

ગર્વ ઉધ્ધવનું ગાળવા, કૃષ્ણે કહ્યું 'ગોકુલ જાવો;
ગોપીનાં સંશયો ટાળીને, જ્ઞાનોપદેશ દઇ આવો'—વિ૦

ગોપીની પ્રેમભકિત જોઇ, ઉભી પુછડીએ ભાગા;
હાર્યા ગોપીના પ્રેમથી, ચરણ ગોપીનાં લાગા—વિ૦

હરિરસમાં ડૂબ્યા વિનાં, એ શું જાણે વ્યાકરણી ?
પૂર્ણ ભરેલું ઘૃત છતે, સ્વાદ જાણે ના બરણી—વિ૦

*દેડકો.

કુળી દુધપાકમાં ફરે, કડછી સ્વાદ ન જાણે,
ધર્મ શાસ્ત્ર વેદો ભણે, છતાં શુષ્ક ન માણે—વિ૦

૧મીન સુખી ઉંડા પાણીમાં, તેમ માહ્યા કારણે ૩પેસો
'જમનાદાસ' જડે ૪હીરો, ઠરીને ઠેકાણે બેસો—વિ૦



રાગ—રામશ્રી.

પોતાનાંજ જીવને ઉપદેશ.

ઓ જીવ ભવમાં શાને ભમે? ભુલ્યો અજ્ઞાન ૬રાતે
ત્રિગુણ નામને રૂપમાં, ચાલ્યો નરકની વાટે—ઓ.

નિંદ ઉડાડી જો જાગીને જનમ્યો છે શા માટે?
મરણ પછી તું જઇશ કયાં? શીદને વાસના ચાટે?—ઓ.

સૃષ્ટિ ઉત્પત્તિથી રખડે છે, કર્મો જીવનાં સાથે;
લક્ષ્ય ચોરાશી યોનિમાં, જેવા કીધાં તેં હાથે—ઓ.

કરણી કરી લે આ દેહમાં, આંખ ઢંકાતાં ડાટે;
થાશે ન્યાય હિસાબનું, ન્યાયી પ્રભુજીનાં કાંટે—ઓ.

---

૧માછલી. ૩લયયોગ-ધ્યાનથી ઉંડાણમાં જાઓ. ૪તદ્રુપતા સત્ય.
૬અવિદ્યા-અંધકાર.

મારૂં તારૂં મીથ્યા માનીને, જાવું ગુરૂદેવ હાટે;
'જમનાદાસ' શુધ્ધ ગુરૂ કરે, જોઇશ પ્રભુને *પ્રભાતે—ઓ



## રાગ—રામગ્રી.

### સત્ય સુખ કયાં છે ?

સુખને કયાં શોધે ઓ માનવી? સુખ ઘટમાં ભર્યું છે;
સુખ સ્વરૂપ પ્રભુ રૂદયે, અંતર્મુખ કર્યું છે?—સુ૦
સૌ પ્રાણી માત્ર સુખ ઇચ્છે, દુઃખ કોઇ ઇચ્છતું નથી;
કારણ કે સુખરૂપ પ્રભુ, તેનો અંશ જીવ સાથી—સુ૦
જીવ, પ્રભુ સુખથી આવ્યો, સુખ જીવનું સ્વભાવ;
સ્વભાવપર જીવ જાય છે, માટે શોધે સુખ લ્હાવ—સુ૦
કસ્તુરી મૃગની નાભિમાં, શોધે બાહેર ઢુંઢી;
પોતાનું સુખ છતાં ન મળે, ભ્રમમાં બુધ્ધિ છે ઉંધી—સુ૦
સર્વ શકિતનો મૂળ ઝરો, પ્રભુ આનંદ વખાર;
જરા અંદર છે મોઢું ફેરાવો, ત્યાં છે સુખનો ભંડાર—સુ૦
સુખ તે પ્રભુ, પ્રભુ તે સુખ, પ્રભુ આનંદ સ્વરૂપ;
સુખની ત્રિજોરી છે નિજાત્મા, મુંગે સાકર ખાધી ચૂપ—સુ૦
શાંતિ સંતોષને જ્ઞાનમાં, શ્યામ શરણે છે સુખ;
ચિત્તની સ્થિરતા, મ્હોટા સુખ, ચિત્ત ચંચળતા દુઃખ—સુ૦

*પ્રકાશમાં

મનથી માનેલું સુખ દુઃખ, *કુર્મવત્ વૃતિ વારો;
'જમનાદાસ' તે સુખરૂપ પરમાનંદ દેનારો—સુ૦



રાગ—રામશ્રી

ભાવ ભુખ્યો મારો ભુધરો, અંતર પ્રેમને વશ છે;
દિન બંધુને બાંધવા, માત્ર ભાવજ બસ છે-ભાવ

રૂપને જુવેના શામળો, રૂપ કુબજામાં નહોતું;
લક્ષ્મીપતિ પૈસે રાજી ના, નિર્ધન સુદામા જોતું-ભાવ

જાત ન જુવે રઘુવર, ભિલડી શબરિપર રાજી;
નિર્ધન વિદુરની ભાજી લે, તજી દુર્યોધન પાજી-ભાવ

ગજેન્દ્ર જટાયુ પશુ પક્ષી, છતાં પ્રભુ વશ કીધા,
બાઈ મીરાં, તે બાઈ છતાં, ગીરધરને ઉર લીધા-ભાવ

ધ્રુવ પ્રહ્લાદ બાળકો, છતાં પ્રભુ ગયા પામી;
'જમનાદાસ' રૂપ ધનને જુવેના અંતર્યામિ-ભાવ



*કાચબો જેમ અંગોને ઢાલમાં સમેટી લે, તેમ વિષયમાંથી વૃત્તિ સમેટી લેવી.

## રાગ—રામશ્રી.

જાગેલો જગાડે-દેહરથ.

જાગેલનાં સત્સંગથી, રંગ લાગે છે પાકો;
છુટેલ છોડાવે ભેદથી, સત્સંગે રથ હાંકો—જાગેલ
દેહરથ જીવ છે રથી, બુધ્ધિ સારથી જાણો;
મન લગામ પંચેન્દ્રિય, ઘોડા મસ્ત પ્રમાણો-જાગેલ
પંચ વિષય પંથ નર્કનું વિષ્ણુ:પદનું છે ભક્તિ;
આધાર બુધ્ધિસારથીપર, રથનું નર્ક કે મુક્તિ-જાગેલ
શ્રેય પ્રેય બે માર્ગ છે, જ્યાં જવું ત્યાં વિચારી;
સંગ પ્રમાણે બુધ્ધિ છે, છુટેલ સંગ હિતકારી-જાગેલ
ત્રિગુણ પ્રકૃતિ ધર્મથી, મુક્ત છુટેલ ગણાય;
અંધ સંગે પડે ખાડામાં, સંગ તેવું ફળ થાય-જાગેલ
સર્વ જાણીને આખરે, અનન્ય ભક્તિ કરવી;
'જમનાદાસ' તત્વ દર્શન, કરી, માયાને તરવી-જાગેલ



## રાગ—રામશ્રી

શ્રી ગુરૂ વિનાં ગતિ નથી.

અવિનાશી શ્રી ગુરૂથી મળે, શાને ભટકે છે પ્રાણી?
વાંચે છે શાસ્ત્ર લાખો પોથી, મતિ ગુરૂવિણ મુંઝાણી-અવિ

મર્યાદા અવતાર રામને, વશિષ્ઠ ગુરૂ જ્ઞાનિ;
પુરૂષોત્તમ શ્રીકૃષ્ણજી, સાંદિપની ગુરૂ જાણી-અવિ

કર્મયોગી અર્જુન જેવા, ગીતા કૃષ્ણની વાણી,
પરિક્ષિતને શુકદેવજી, રોહીદાસ મીરાં રાણી-અવિ.

મોટા મોટા પણ ગુરૂવડે, સમર્થ ગુરૂને વખાણી;
ભગવત્તત્વ જાણી ગયા, મતિ માહા સુખ માણી-અવિ
ભ્રમણાં આંટીને ગ્રંથીઓ, ગુરૂ ટાળે ભવ ઘાંણી;
ગુરૂ વિણ અહંભાવ રહી જશે, કરશે જીવ ધુળધાણી-અવિ
ગોવિંદ જેવા ગુરૂ જાણી, કરવી સેવા કમાણી;
'જમનાદાસ' કરૂણાં થશે, મુકિત વાટે શમાણી-અવિ



## રાગ--રામગ્રી.

એક પીતાનાં સૌ બાળકો

બાળક એક પીતાનાં સૌ, પ્રભુ પીતા લક્ષ્મીમાઇ;
સૌ જીવ ઇશ્વરિ સંબંધે, થાય છે સગા ભાઇ—બાળક
વિશ્વ કુટુંબ છે આપણું, છતાં કરવી લડાઇ;
'હું તું તે' ભેદ ભાવ છે, નથી એ ચતુરાઇ—બાળક
જ્ઞાનમાં ઉંડું વિચારતાં, સૌની છે હાં સગાઇ;
ભાઇ બ્હેનથી ઝેરવેર, છે ધીકકાર એ ઠગાઇ—બાળક

એક સૂત્રે મણિકા સૌ સૂત્ર પ્રભુ સુખદાઇ;
વ્યાપક દ્રષ્ટિથી એક છીએ, સંકુચિત દુઃખદાઇ—બાળક

ધર્મ દ્રષ્ટિ ભલે ભિન્ન હો, આત્મ દ્રષ્ટિ એકતાઇ;
આત્મ પ્રેમને દૃઢ કરો, દયા ધર્મ સચ્ચાઇ—બાળક

વિશ્વ ઝાડ મૂળ પ્રભુ પીતા, કેવલ પાન જુદાઇ;
દયા ક્ષમા ઉદાર ભાવે પરોપકાર મચાઇ—બાળક

વિશ્વ વ્યાપક પ્રેમથી, પ્રભુ પ્રસન્નતા પાઇ;
ધન્ય તે નર નારને, 'જમનાદાસં' નમાઇ—બાળક



## રાગ—રામશ્રી

### વિરહાવસ્થા

તે દિન કયારે આવશે? પ્રભુ તમને હું ભેટું!
મનડું હઠીલું તુજ પાસે, આવવા નથી દેતું—તે

આપ ચરણની મોજડી, તેની રજથી મન માંજીશ;
સુરમો બનાવી આંખોમાં, કહી દો કયારે હું આંજીશ?—તે

મુજ કપાળમાં એ રજનું, કરીશ તિલક કયારે?
મોજડી મુજ ચામની પ્હેરો, ઠરશે આ છાતિ ત્યારે—તે

શ્યામ તારાથી અધિક મેં, નથી કોઇને ગણીયું
ચૌદ લોકે બીજો દેવ ના, કેવલ તુજથી મન વણીયું—તે

પતિવૃતાને પતિવિના, સ્વપ્ને ના બીજી કલ્પના,
મારે તું એક શ્રી કૃષ્ણજી, સર્વ તારૂં મુજ હક ના—તે

પ્રીત લાગી જેની શ્યામથી, પાછો ભવમાં ન આવે;
હરિ હદ થઈ શ્રી અંગમાં, ઢાંકી દો જેમ ફાવે—તે

કમળો ને સૂર્ય એક છે, સૂર્યને છે અનેક;
તમને તો ભક્તો અનેક છે, 'જમનાદાસ'ને તું એક—તે



રાગ—ગરબી રાસુડા, ૨ કિર્તનો સુધી.

પ્રેમ સાગરની લ્હેર

આવોને પ્રેમ સાગરના પાણીમાં નાહીએ (૨)
લ્હાવો સત્સંગમાં ભેળા લઈએ આવોને

સાખી

ભક્તિ વડે ભગવાનને, પ્રસન્ન કરીએ આજ
હરિગુરૂ સંત સંગતજી શીદ માયામાં ગોથાં ખાઈએ ?-આવોને

ભરતખંડના ભૂતલે, સફળ કરી નર દેહ;
પ્રેમ પદારથ પારખી; અનુભવમાં પૂરા ડૂબી જઈએ-આવોને

દયા દાન ને દીનતા, રાખીએ રૂદીયા માંય;
સુખદુઃખ આપે જે પ્રભુ તે તો આનંદમાં રહી સહીએ-આવોને

સાચા ગુરૂને સંતથી ત્રિવિધ તાપ ટળી જાય;
માટે પ્રભુ ભાવો ધરી, સાથે બેસીને તાળી દઇએ-આવોને
સદા સત્સંગ કરવા થકી, કલી મલ ધોવાઇ જાય;
પ્રેમ પ્રકાશ ઘટમાં થયો, 'જમનાદાસ' સુખો કેમ કહીએ-આ.



રાગ– ગરબી રાસુડા

કરોને પ્રેમે શ્રીનાથજીને પ્રાણ પ્યારા (૨)
એ તો સૌ ઘટમાં છતે ન્યારા કરોને

સાખી

ભાગ્યનો ઉદય થતાં, ભક્તિ વ્હાલી થાય;
અખંડ ખજાના ના ખુટે,
એ તો ઉડાળે આંખનાં અંધારા—કરોને
જરા મૃત્યુને જમથી, બચવાને સંગ્રામ,
ભજનનાં ગઢ બાંધવા, કરો નિડર શુધ્ધને સારા—કરોને
કર્મ ભૂમિમાં જન્મીને, તપ ન કરે મંદ ભાગ્ય;
બુધ્ધિમાન તો તેજ છે, બંન્ને લોક સુધારવાવાળા-કરોને
જે જે નિર્માણો હશે, તે મિથ્યા નહીં થાય;
નથી નિર્માણ તે થાય નહિ,
શાંત રહો એ જાણી જ્ઞાન દ્વારા—કરોને
પ્રભુ કરે તે થાય છે, નિમિત્ત માત્ર જીવ થાય;
'જમનાદાસ' પ્રસન્ન રહો, માથે ગાજે છે સર્જનહારા-કરોને



## રાગ—ધોળ ઇશ્વરનું અગાધ સામર્થ્ય

જીરે સુંદીર શ્યામ સોહામણાં, જેને નિગમ—જેવું રાગ.

સખી ચાલોને હરિ દર્શન જઇએ,
જઇને જોઇએ શ્રી મુખડું આવાર, એને ભાવે પુજીએ.

જેની કરૂણાંથી સંતો બહુ તર્યાં;
વેદો સાંખ પુરે પારાવાર, એને ભાવે પુજીએ.

જે આ વિશ્વતણો આધાર છે,
જેનાં અગણિત છે ઉપકાર, એને ભાવે પુજીએ.

જેની ભક્તિથી ભવભય ભાંગે છે;
જે ઠારે ત્રણ તાપને ભાર, એને ભાવે પુજીએ.

જેને બ્રહ્માદિ શીવ સનકાદિઓ;
વંદે ભક્તિથી વારંવાર, એને ભાવે પુજીએ.

પ્રભુ પલમાં ચાહે તે કરી શકે,
રંકને રાય જગત મોઝાર, એને ભાવે પુજીએ.

જેણે સાગર ચંદ્ર સૂર્ય રચ્યાં;
જેની લીલા છે અજબ અપાર, એને ભાવે પુજીએ.

જેને નિગમ 'નેતિ નેતિ' વદે;
કૃપા યાચે છે સૌ સંસાર, એને ભાવે પુજીએ.

પલમાં મોટા રાજા પૂતળા રચે;
વળી ઘડીમાં કરે સંહાર, એને ભાવે પુજીએ.

'જમનાદાસ' શ્રી ગીરીધર ગાજે છે;
હવે ચીંતા શાની તલભાર ? એને ભાવે પુજીએ.



રાગ—બિહાગ. ૪ કિર્તનો સુધી.

પ્રેમ સ્વરૂપ ગોપાલ, ભજમન, પ્રેમ સ્વરૂપ ગોપાલ;
ભકતને કે પ્રતિપાલ, ભજમન, પ્રેમ સ્વરૂપ ગોપાલ-ટેક

જીસકે પ્રેમસે આનંદ આવે, છુટે જગ જંજાલ;
જા ઘટમેં ગોપાલ બિરાજે, ઉસકી ન્યારી ચાલ-ભજ

દેવકીનંદન મુનિ મનરંજન, પ્રેમાંજન નંદલાલ;
સુમરણસેં ભવબંધ છુટે, કર દેવે પ્રભુ ન્યાલ-ભજ

ભરતખંડ નરદેહ પાકે, ભજયો ન દીન દયાલ;
મંદભાગી ભૂભાર જીના, આગે કયસે હાલ ?-ભજ

સબકી પાસ ગઠડી બાંધી, ગઠડીમેં હય લાલ;
ગઠડી ખોલ ન જાને મનવા, ઇસસે ભયો તું કંગાલ-ભજ

મન તોકુ કયસે સમજાવું ? કલ પર ના રખ ખ્યાલ,
'જમનાદાસ' આજ ભજલો, કીસને દેખી કાલ ?-ભજ



## રાગ—બિહાગ.

શ્રીનાથજીથી તાર જોડવો.

તાર હૃદયકો જોડયો, શ્રીજીસેં તાર હૃદય કો જોડયો;
લૌકીકસે અબ તોડયો, શ્રીજીસેં તાર હૃદયકો જોડયો—ટેક

જબસે કૃપા ભઈ શ્રી ગુરૂકી, સેવા ભક્તિ કુ દોડયો;
અપનો કરી કે પાસ રખીયો, પાપ ભંડો ફોડયો—શ્રી

અપની લીલામેં અપની કથામેં, અપને પ્રેમમેં બોડયો,
અપને ચરણે શરણે રખકે, અપની માયાસેં છોડયો—શ્રી

શ્રીગોપાલ નંદલાલને, કંસાદિક કુ રોડયો;
ગોપ ગોપીજન કે વલ્લભ, 'જમનાદાસ' ચિત્ત ચોર્યો—શ્રી



## રાગ—બિહાગ.

પ્રેમ નજરસે જોનાં, સબકુ, પ્રેમ નજરસે જોના,
દુઃખ હો અયસે કહોના, સબકૂ, પ્રેમ નજરસે જોના—સ૦

સબ ઘટમેં પ્રભુ ખેલ રહા હય, હરિ ૐકુ ભુલોના;
પ્રેમ દયા ઓર દાન દીનતા, અપને દીલમેં હોના—સ૦

ચાર દીનકી ચાંદની મેં, મૃગ જલ કયા બિલોનાં?
ગયા વખત ફીર હાથ નાવે, કાલ ગયે પીછે રોના—સ૦

સબસે હીલમીલ રહો, પ્રેમસેં, હું કો હરિમેં ખોનાં;
'જમનાદાસ' ભાવ પ્રગટાવો, આશક હોકે ન સોના—સ૦



## રાગ—બિહાગ

જેનાં હૃદયમાં વસીયા, પ્રભુજી, જેના હૃદયમાં વસીયા,
દઢ ભકિતનાં રસીયા, પ્રભુજી, જેના હૃદયમાં વસીયા-ટેક

સેવક સેવ્ય ભાવ છે તારક, અભિમાનીથી ખસીયા;
જેણે મદને ગર્વ કીધાં, કાળ નાગે તેને ડસીયા-પ્ર૦

ટેક આધિન છે ભગવાન, ભકત કસોટીમાં કસીયા;
એક નિષ્ઠાને લીધા ઉગારી, બાકી ચોરાશીમાં ફસીયા—પ્ર૦

ભકિતને વશ છે ભગવંત ભકત જોઇને હસીયા;
ગોવિંદ જીવનાં ગુરૂ દલાલ, 'જમનાદાસ' જ્ઞાન ઠસીયા-પ્ર૦



## રાગ—દેશ, કે સોરઠ.

### શ્રી કિરતારનું અનિવાર્ય તેડું

તેડું થયું કિરતારનું, જાવા વિનાં કેમ ચાલશે ?
ઇચ્છા ન હોયે તોએ પણ, જાવા વિનાં કેમ ચાલશે ?—તે૦

ફર્યાં બધે બગી બાગમાં સ્હેલો, કીધી મોટર તણી;
યમદૂત આવી ઉભા રહ્યા, મોટર વિનાં કેમ ચાલશે ?-તે૦

રાત દીન ધંધે ફરી, ધન મીલની કમાઇ કરી;
છાતિમાં બાંધી ના જવાય, ધન મીલ વિણ કેમ ચાલશે ?-તે૦

ભામા નારીની ખુબ યારી, ઘડીએ એક ચિતે ના વિસારી
જ્યાં દેહ પણ સ્મશાનમાં, ભામા વિનાં કેમ ચાલશે ?-તે૦
ચતુર હોય તે ચેતી જાય, ગફલતી તો ગોથાં ખાય;
'જમનાદાસ' *શ્રેયમાં, ભકિત વિનાં કેમ ચાલશે ?-તે૦



રાગ—જીલા ઝીંઝોટી, કે ઠુમરી. ૮ કિર્તનો સુધી.

તુજ બિન મેરી કોન ખબર લે–યા, વૈષ્ણવ જન તો તેને રે કહીએ
જેવું રાગ. સમતામાં પ્રભુ

રાગ ત્યાગમાં પ્રભુ ન મળશે, સમતામાં છે હીરલોરે;
સમ દ્રષ્ટિ જો ઉઘડે અંતર, સમજે જન કોઈ વિરલોરે-રાગ
હું ને હરિ, નર નારાયણ, ભકિતમાં જે પેઠારે;
શુધ્ધ પ્રેમથી હૃદય કમલમાં, એક આસને બેઠારે-રાગ
'આત્મ ભાવે એક પ્રભુ તું દેહ ભાવે છું દાસરે;
જીવ ભાવથી અંશ હું તારો, મતિ નિશ્ચયમાં ખાસરે-રાગ
'મોક્ષ મુલં ગુરૂ કૃપા' છે દયા ધર્મનું મૂલ રે;
ગુરૂ બતાવે વિશ્વ મૂલ હરિ, 'જમનાદાસ' ટળે શુલરે-રાગ



*આત્મ કલ્યાણ–અલૌકીકમાં

## રાગ—જીલ્લા ઝીંઝોટી, કે ઠુમરી.

ગુરૂનાં જ્ઞાને દિલ વિંધાણાં, કૃષ્ણ ભજે તે શાણારે—ટેક

ઘાયલની ગતિ ઘાયલ જાણે, અનુભવીઓ રીજાણાંરે;
ગુરૂ ગોવિંદને એક જાણે તે, હરિરસમાં રંગાણાં રે—ગુરૂ

પ્રેમ વિનાં પુરૂષોત્તમ રૂઠે, હોય ભલે મહારાણારે;
હરિ સેવાથી તર્યા હરિજન, બાકી કાળે ચબાણારે—ગુરૂ

લાડી વાડી ગાડી જોઇએ, ભાગ્યમાં હોય પાણાંરે;
પુન્ય ભકિત કરે ના પ્રાણી તો, પ્રભુ દે, તેને છાણાંરે—ગુરૂ

નાણાં આવે ટાણાં નાવે, નરદેહ જેવા ટાણાંરે;
ભાવ ધરી ગુરૂ કૃષ્ણ ભજીલો, 'જમનાદાસ' કમાણાંરે—ગુરૂ



## રાગ—જીલા ઝીંઝોટી, કે ઠુમરી

### પ્રભુમય જીવન

સમરથ ગુરૂનો પંજો લાગ્યો, કાળથી ના તે ડરતારે;
દેહાધ્યાસ ને મોહથી છુટી, નિડર થઇ વિચરતારે—સમ

અનન્ય પ્રેમે પ્રભુને બાંધી, પોતાનાં કરી લીધારે;
'હું હરિનો હરિ છે મ્હારા' પ્રેમે હરિ વશ કીધારે—સમ

'હરિરેવ જગ, જગદેત્ર હરિ,' આ અનુભવ કરણીરે;
નારાયણ મય તે નર થાયે, એ કરણી છે તરણીરે—સમ

વિદ્વતા ધન આબરૂ જાજી, જગમાં મોટી પ્રતિષ્ઠારે;
સાચો વૈરાગ્ય આવે ત્યારે, લાગે તે શું કરી વિષ્ઠારે—સમ

સમ દ્રષ્ટિથી લીલા નીરખી રાગ દ્વેષ ના રાખેરે;
કુટુંબ વસુધા માને તેનાં, ગુણ શ્રી કૃષ્ણ ભાખેરે—સમ

દૈવી ગુણો હોય જેનામાં, પાવન દર્શને કરતારે;
'જમનાદાસ' એવાના સંગે, ભવ સંસારને તરનારે—સમ



રાગ—જીલા ઝીંઝોટી, કે ઠુમરી

પોતાના મનને ચાબખા

મનને જોઇએ છે સૌ સુખડા, પુન્ય કરતાં જાય મરી—ટેક

ધન ધરાને ધામ જોઇએ, ખાવું જોઇએ પેટ ભરી;
કરણી કરતાં આળસ આવે, જડશે તેને જમ છરી-મનને

દોલત વાડી ગાડી જોઇએ, સુંદરી જોઇએ અહો પરી;
પણ ભક્તિમાં મોઢું મરડે, સત્સંગથી જાય ડરી-મનને

મોટર મીલ ને માળા જોઇએ, ભાગ્યમાં ન હોય જરી;
તો પણ મનજી બેશરમાને, ઇચ્છા થાયે ફરી ફરી-મનને

પરમાર્થમાં પ્રેમ ન રાખે; ગર્ભ વચનમાં જાય સરી;
પાપ કરીને મૃત્યુ પછી પણ, જોઇએ છે વૈકુંઠ પુરી-મનને
પ્રભુજીનાં ન્યાયી દરબારે, કર્મ પ્રમાણે ફલ ખરી;
સેવાથી દુર્લભ નથી 'જમનાદાસ' જપોને હરિહરિ—સમ



રાગ—જીલ્લા ઝીંઝોટી, કે ઠુમરી.

શ્રીજી ચરણ પે જાઉં બલીહારી,
નટવર શ્રી ગીરધારી હય—ટેક
પડયો ચરણ મેં શરણે કોઇ,
દુર્ગતિ સ્વપ્ને ન હોઇ હય;
યે ચરણ કી બાત હૈ ન્યારી,
શરણ બિનાં સબ ખારી હય—શ્રીજી
દ્રઢ શ્રી ચરણ કેરો ભરોસો,
પાસ રખી પ્રભુ પોખ્યો હય;
શરણાંગતકી બાજી સુધારી,
નિજજન લીયા ઉગારી હય—શ્રીજી
હય સુખકારી ભક્ત ઉધારી,
પ્રેમી જનકુ તારી હય;
કુંજ બિહારી શ્યામ છબીકુ;
'જમનાદાસ'ને ધારી હય—શ્રીજી



## રાગ—જીલા ઝીંઝોટી, કે ઠુમરી.

મોંઘા મૂલો પ્રેમ ખજાનો.

વિશુધ્ધ પ્રેમને વિરલો જાણે, જડે જો પ્રેમ ખજાનોરે;
પુરૂષોત્તમ પ્રેમે બંધાયે, વાવટો પ્રેમ ધ્વજાનોરે—વિશુ

લાત મારી છાતિમાં પ્રભુને ભૃગુ રૂષી દિવાનોરે;
પણ પ્રભુએ તે પ્રેમ ઝીલી, ભૃગુ ઋષિ લજાણોરે—વિશ

ચંદ્ર ચકોર મીન પાણીનું, સાચું પ્રેમ તે માનોરે;
ચાતક સ્વાંતની પ્રેમ એકતા, પ્રેમ ઉન્માદ દશાનોરે—વિશ

બળે દીપમાં પતંગ પ્રેમે, ભ્રમર કમળ બંધાણોરે;
પ્રેમ ચડયો તે ઘટે કદીના, ઘટે સ્વાર્થી દુનિયાનોરે—વિશુ

પ્રસુતિ પીડા ન વંધ્યા જાણે, પ્રેમ અગ્નિ ભળકાનોરે;
પ્રેમ બુઝાય કદી ના 'જમનાદાસ' શ્યામ રાધાનોરે—વિશુ



## રાગ—જીલા ઝીંઝોટી કે ઠુમરી.

હરિનું મારગ અટપટ છે, ગુરૂ વિનાનું અટપટ છે—ટેક

સમર્થ ગુરૂનું શરણું હોય, તો હરિ મારગ ઝટપટ છે
મનના સંશય જો મટે તો, હરિનાં દર્શન ઝટપટ છે-હરિ

જન્મ મૃત્યુને સુખ દુઃખ ભાવો, સર્વે મનની ખટપટ છે;
જ્ઞાનિ ભક્ત ગુરૂ ન મળે તો, ભવાટવીમાં ભટકટ છે-હરિ

પ્રભુ ધામમાં ભક્તો પ્હોંચે, કૃષ્ણ ચંદ્રજી નટખટ છે;
પ્રેમ પીયાલા પીઓ ઘટાઘટ, 'દાસ' વસે બંસી બટ છે-હરિ



રાગ—જીલા ઝીંઝોટી.કે ઠુમરી.

નીંદાથી કેમ બચવું

લોકોની નીંદાથી ના ડરવું, ચિત્તમાં આનંદ ભરવું રે;
નીંદ પ્રત્યે દયા ખાઇને વિશ્વ ગૃહમાં ફરવું રે-લોકો

દિલ સાફ છે તો નીંદાથી, બીવું નહીં, શીદ ભાગેરે ?
નીંદક નવરો પાપ ભરે છે, સોનાને કાટ ન લાગેરે-લોકો

આપણી નીંદા થતી નથી હો, દેહની નીંદા થાય રે;
દેહ બળતાં નીંદા બળશે, કરણી સાથે જાય રે-લોકો

વળી હાડ ને ચર્મ દેહની, શાસ્ત્રોએ નીંદા કરે છેરે;
આપણે દેહથી અલગ છીયે છતે દેહાધ્યાસી બળેછેરે-લોકો

અજ્ઞાનિ નીંદા ભલે કરતા, નીંદા કરી સુખી થાતારે;
સુખ આપવું પુન્ય ગણાયે, આપણે પુન્ય કમાતારે-લોકો

"નીંદકને પ્રભુ સુબુધ્ધિ દેજો, બગાડે સ્વની *બાજીરે;
જગત આખું રાજી નથી થાતું, એક પ્રભુ રહો રાજીરે"-લોકો
સૌને પ્રિય થવું હોય તો, કોઇની ૧નીંદા ન કરજો;
'જમનાદાસ' નીંદક નીંદા, બેઉને ભુલી તરજોરે-લોકો



રાગ—બનજારા. ૪ કિર્તનો સુધી.

હું જાણું ખરો પુજારી, જો રાજી કરે ગીરધારી-ટેક
પ્રભુ ઉપાસ્ય વિશ્વ પીતાજી, જેની શ્રીમુખવાણી ગીતાજી;
તો સફળ કાયા નરનારી, જો રાજી કરે ગીરધારી-હુ
પ્રભુ અજન્મા અવિનાશી, ભેટે જો સાચી પ્યાસી;
તારી માફ થાય ગુન્હેગારી, જો રાજી કરે ગીરધારી-હુ
તારો ભાવ જો હોય સાચો, પ્રભુ રક્ષે નહીં તો કાચો;
સૌ ઘરની જાણે સારી, જો રાજી કરે ગીરધારી-હું
જો પ્રભુનું કહ્યું માને, પરખે જો ભકિત જ્ઞાને;
'જમનાદાસ' બલીહારી, જો રાજી કરે ગીરધારી-હું

---

*પોતાની ઉન્નતિ.

૧ગો જીભ, ને ગો-ગાય, પોતાની ગાયને બીજાના ખેતરમાં જવા ન દેવી. નહીં તો ડબામાં પૂરાશે. તેમ પોતાની ગો જીભને નીંદામાં ન વાપરતાં ખીલે બાંધવી, વશ રાખવાથી સર્વ પ્રિય થવાય છે.

## રાગ—બનજારા.

જયાં સત્સંગ ત્યાં પ્રભુ

ઘરમાં સત્સંગ ખાસ, છે ધન્ય તેને શાબાશ-ટેક

પરમાત્મા ત્યાં રહે છે, પ્રભુ ઉધ્ધવને એમ કહે છે;
ડસઠ તિરથનો વાસ, છે ધન્ય તેને શાબાશ—જે

ાં ભુત પ્રેત નહિ આવે, ત્યાં કામ ક્રોધ નહીં ફાવે,
ાં ભક્તિ જ્ઞાન પ્રકાશ, છે ધન્ય તેને શાબાશ—જે

ત્રી કાળે મારગ રહેલો, સૌ શાસ્ત્રોમાં એ પ્હેલો;
ે સ્વપ્ન માયા ભાસ, છે ધન્ય તેને શાબાશ—જે

ાભુ ત્યાં છે જયાં નિત્ય યાદી, પ્રભુની છે સુંદર વાડી;
ાાદશીનો 'જમનાદાસ' છે ધન્ય તેને શાબાશ—જે



## રાગ--બનજારા. ૧લું

જીવ ધારે શું ? ને ઇશ્વર કરે છે શું ?

જીવ મનોરથ શું શું વિચારે, પ્રભુ કરશે શું સવારે ?-ટેક

જીવ ઠાલો કરે છે જોર, પ્રભુનાં મનમાં કંઇ ઓર;
પ્રભુ અજબ કળા વાહુવારે, પ્રભુ કરશે શું સવારે ?-જીવ

પ્રભુ સવળો ત્યારે સોનું, ત્યાં ભાર ન ચાલે કોનું;
જ્યાં ત્યાંથી સુખ વધારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ
પ્રભુ, પાપથી જ્યારે કોપે, દુઃખનાં મૂળ ઉંડા રોપે;
સૌ તેને દુર્જન ધારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ
પ્રારબ્ધ પ્હેલે લખેલું, પછી બાળક ત્યાં જન્મેલું;
'દાસ' થાયે જે હરિ ધારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ



રાગ—બનજારા. રજુ.

જીવ મનોરથ શું શું વિચારે, પ્રભુ કરશે શું સવારે? ટેક

જીવ જાય છે બહુ કમાવા, કુર્મ, દે મતિ ઉંધી ગુમાવા;
પ્રભુ સામે થઇ જીવ બાળે, પ્રભુ કરશે શું સવારે?–જીવ
જ્યારે દૈવી દશા ફરે છે, ત્યારે અવળા ખોપ કરે છે;
મોટા જ્ઞાનિ પણ હારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ
એક પ્રભુને રાજી કરીએ, ભક્તિથી ભવને તરીએ;
પછી જમ જગત જખ મારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ
નિર્માણો પ્રભુનાં સુંદર, માને નહીં મનવો ઉંદર;
'જમનાદાસ' હરિ તારે, પ્રભુ કરશે શું સવારે?–જીવ



## રાગ—ગઝલ કવાલી. ૨ કિર્તનો સુધી.

તુજે જો ચાહ મીલનેકી, તો નીશદીન કૃષ્ણ ગાતે જા;
ગુરૂકા દાસ હોકર કે, જ્ઞાન ડીંડીંમ બજાતે જા-તુજે
પ્રભુકી નિત્ય જો યાદી, બિરાજે પાસ તો તેરી;
તૃષ્ણા જો કુંઠમે લગતી, પ્રેમકે પ્યાલે પીતે જા;-તુજે
તેરે ઘરમેં હૈ છે શયતાન, કામ ક્રોધ લોભાદી;
જ્ઞાનકી ચક્કીમેં પીસકે, ગુસ્સેકુ ખુબ ખાતે જા-તુજે
પુન્ય ઓર પાપ દોનુકો, પ્રભુ કદમોમેં હાં તજકે;
વિશુધ્ધ ભક્તિમેં ઝૂમકે, કૃપા કો તું કમાતે જા-તુજે
અફલ જીવનકો સફલ, હરિ કે જન કરતે હય;
પ્રગટ પ્રભુ સંત ગુરૂ હય ઉસીકુ નિત્ય ચાહતે જા-તુજે
પ્રભુસેં સગાઈ હોતી હય સબસેં પ્રેમકી ઉંચી;
'જમનાદાસ' હું બોકે, હરિમેં તું સમાતે જા-તુજે



### રાગ-ગઝલ-કવાલી.

બીજ રૂપે પ્રભુજીમાં, સંસાર વૃક્ષ ઉપજ્યું છે;
થડ છે એક પર્ણોનો, બધાનો એક ઈશ્વર છે—બીજ
વિશ્વ માળીની ફુલવાડી, કરોડો જીવ ફુલો છે;
રૂપ રંગ વાસ જુદાં પણ, સૌનો એક માળી છે-બીજ
નદીયો સર્વ સાગરમાં, ભળે છે જેમ દોડીને;
સર્વ ધર્મો ભળે પ્રભુમાં, અંતિમ ધ્યેય એકજ છે-બીજ

જગતને સર્વ કાળમાં, ચલાવે છે શ્રી જગદીશ;
સર્વ જીવો પરાધિન, નચાવનારો એકજ છે-બીજ

બધા દેહો મણિકામાં, સૂત્રશ્રી અંતર્યામિ છે;
સત્તાધિશ સર્વોપરિ, સૃષ્ટિનો એક સ્વામિ છે-બીજ

પ્રકૃતિ માતાના જાયા, એક પીતાના બાળક છે;
'જમનાદાસ' 'નેતિ'માં, પ્રભુ શ્રી એક માલીક છે-બીજ



## રાગ—લાવણી સરલ. ૬ કિર્તનો સુધી.

### આળસ અંગ

આળસ જૈસા કટ્ટા શત્રુ, અપને દેહમેં કોઇ નહીં,
ઉદ્યમ પુરૂષાર્થ કીર્તિ ઓર, લક્ષ્મીકા નાશ કરતી વહી-આ

આળસુ કીંમતિ આયુઃખોવે, કીસીકો પ્રિય નહીં લગતા;
આળસુ દેહમેં રોગી રહેતા, સબકી આંખમેં વો ખુચતા-આ

આળસુકો વિદ્યા નહીં મીલતી, આળસુ ભુખા મરતા હય;
આળસુ પીછે બહોત પસ્તાવે, મૃત્યુસેં વો ડરતા હય આ

ઉંઘમેં સોતે સીંહ કે મુખ મેં, હસ્તી નહીં જા પડતે હય;
ઉદ્યમસેં સબ સીધ્ધિ હોવે, મનોરથસેં તો રડતે હય-આ

આળસુ પ્રમાદ નિદ્રા તામસ, વૃત્તિમેં સબ ખોતા હય;
અક્કલમેં વો અંધહી રહેતા, ઇશ્વરકા કોપ હોતા હય-આ

ભાગ્ય સુનાં પુરૂષાર્થ બિના, આળસ પાપકા પાર નહીં;
દોનું લોકમેં ઉદ્યમી ફાવે, આળસુકા ઉધ્ધાર નહીં-આ

હિંદ ભુમિકુ આળસને હી, અધોગતિમેં ડાલી હય;
ઉદ્યમીકો 'જમનાદાસ,' સર્જનહારકી તાલી હય-આ



રાગ—લાવણી સરલ.

શોચ વિચાર મુસાફીર જાગો, ફાનિ દુનિયા હય સ્વપ્નાં,
ભગવતકા દ્રઢ શરણાં લેકે, રાધેશ્યામકુ નિત્ય જપનાં-શોચ

હો હુઇ સત્ય જો પ્રભુ ધારા, તો કયું બહાની કલ્પનાં?
સબ જગ પ્રભુ કા હય જબી તો, ભુલ કે ના માનો અપનાં-શોચ

ચિંતાસે ચિંતા ના મીટતી, તો ફીર ધૂલકુ કયું ફકના?
ઇશ્વર ઓર પાપોસેં ડરકે, રહો જગતમેં હરિરટના-શોચ

પરધન પરસ્ત્રી ડંખ બડા હય, પરનારી મેં ના ફસના;
પ્રભુ કોપ હોતા હય ઇસસેં ઇસ પાપોસેં હાં બચના-શોચ

વાણીકુ અમૃત સમ બોલો, વ્યર્થ લવારી હય ભસના;
હરિ ઇચ્છાસેં સુખદુ:ખ આવે, 'જમનાદાસ' સદા હસના-શોચ



## રાગ—લાવણી સરલ.

### શ્રી મુખડેકા દર્શન.

કયા મુખડેકા રૂપ બખાનું, શ્યામ તેરા શ્રી મુખડા હય?
રતિ પતિ મદનભિ લાજે, દર્શનમેં સબ સુખડા હય-કયા

સૂરજ લાજે ચંદ્રભિ લાજે, તો તારે કી કયા બિસાત?
અગ્નિ બિજલી પંચ તેજ યે, તુલનાકી ના સ્વપ્ને બાત-કયા

શ્રીમુખ દર્શન કરને કાજે, યોગીજન નિત્ય ધ્યાન ધરે;
બ્રહ્માજી ગોકુલમેં આકે, દર્શન કાજે વચ્છ હરે-કયા

શ્રી મુખડે કે દર્શન લીયે, શંકર જોગી વેષ લીયા;
યશોદા કે દ્વારપે આકે, 'અલેક માઇ' શીવને કીયા-કયા

ચંદ સરોવર વૃંદાવનમેં ગોપી દર્શન કાજ ફીરે;
શ્રીમુખડેકા દર્શન કરને, દેવતા ભિ આકાશ ગીરે-કયા

કીસ્મત જીસકી ખુલે કૃપાસેં, મુખ દર્શન વોહી પાવે;
'જમનાદાસ' મુખ દર્શનકા, પ્યાસી દિલમેં બહુ ભાવે-કયા



## રાગ—લાવણી સરલ

### શ્રીમદ્ભગવતગીતા

શ્રી કૃષ્ણ કહે સુન અર્જુન ભકત, મેરે મેંહી ચિત્તકુ રખના;
અંતર બાહીર તાપ ન હોવે, તીન કાલમેં કભિ દુઃખના-શ્રી

મેરે શરણે મેરા બનકે, પ્રભુ પ્રીત્યર્થં કર્મ કરના;
મેરે પ્રસાદસેં જીવ છુટેંગા, જરૂર જન્મ મૃત્યુ તરના-શ્રી.

મેં જબ જીસકી માયા ખેંચુ, વો જીવ જાન શકે મુજકો;
અનન્ય ભક્તિબિના ન ભેટું, મેરી પ્રતિજ્ઞા કહુ તુજકો-શ્રી.

મેરીઆદ્ય શક્તિ માયામેં, સબકે નૈનમેં ડારી હય;
ત્રિગુણી માયા મોહવશ જીવ, જાને ન શ્રીગીરધારી હય-શ્રી.

મેરી કૃપાબિન કીસકી સત્તા, મેરી માયાસેં છુટ શકે ?
રૂષિ મહર્ષિ ગોથા ખાયા, નેતિનેતિ કહે વેદ થકે-શ્રી.

જીવ બુદ્ધિકા સ્વપુરૂષાર્થ, મેરી કૃપાબિન લુલા હય;
શુષ્ક વિદ્વાનસેં કૃપાપાત્ર શ્રેષ્ઠ, યહાં વિદ્વાન ભિભુલા હય-શ્રી

અંતસ્ત્યાગી બહીઃ સંગીહો, કર્મકુ કર કૃપા જીલના;
'જમનાદાસ' પ્રભુ પ્રસાદસેં, કૃષ્ણ ચરણમેં જા મીલના-શ્રી.



રાગ—લાવણી સરલ

ઉંઘ ઉંઘકે બહુ દીન ઉંઘે, અબ તો જાગો ભવતરો;
બહોત જન્મસેં નરદેહ પાકે, દુર્લભ કાયા સફલ કરો;-ઉંઘ

લક્ષ્ય જન્મમેં આશા તૃષ્ણા, તૃપ્ત કભિ ના હોતી હય;
આશા તજકે ઘટમેં ઉતરો, દેખો દિલમેં મોતી હય-ઉંઘ

સર્વ સરિતા પાની જા કે, શમાતા હય જયું સાગરમેં;
વૈસે ઇચ્છા શમાવે મનમેં, શાંતિ પાવે ઇસ ઘરમેં-ઉંઘ

સ્વધર્મમેં તત્પરતા રખની, ગોવિંદકા બનકે રહેના;
સુખ દુ:ખ જો પ્રારબ્ધ કર્મે, આવે સો સુખસેં સહેના-ઉંઘ
ચર્મ દેહ અભિમાન છાંડ કે, સત્સંગત કરના ચહીયે;
'જમનાદાસ' પ્રભુ ભક્તિસેં, જીવકુ ભવ તરના ચાહીયે-ઉંઘ

———

## રાગ—લાવણી સરલ.

દિવ્ય ગૃહસ્થાશ્રમની ઉત્તમતા

આશ્રમ ચારમેં ગ્રહસ્થ ધર્મ ઉત્તમોત્તમ માના હય;
ધર્મરાજ ઔર જનક વિદેહી, ગ્રહસ્થી હો પ્રભુ જાના હુય-આ
ગ્રહસ્થા શ્રમમેં રહે કર ઘરમેં, હરિસુમરણ હોના ચહીયે;
અતિથિ આવે ગરીબ પાવે, ધર્મમેં ધન ખોના ચહીયે-આ
જનક વિદેહી રાજમેં રહે કે, એક જન્મ મેં પાર પડે;
રાજય ત્યાગ કે ભરત મૃગપે, મોહસેં તીન જન્મકુ ચડે-આ
શ્રી રામચંદ્ર કે ગુરૂ વશિષ્ઠ, ગૃહસ્થ પર વો રૂષિ હુવે;
નારી બંધન કરતી નાહી, અલીપ્તસેં હરિ ખુશી હુવે-આ
આદ્ય પ્રકૃતિ નારી જાનો, પ્રભુનેભિ આશ્રય લીયા;
નિરાકાર સગુણધર દેહી, અવતર કે ઉધ્ધાર કીયા-આ
દુ:ખ કષ્ટસેં સ્ત્રીકુ ત્યાગે, કબિ ન ઉસકુ પ્રભુ મીલે;
સતિ નારીકુ દેવી માને, સંતોષે તો શ્યામ દિલે-આ

અનેક સંત સતિ ગ્રહસ્થી, કૃપા ભકિતસે તર ગયે;
સ્વધર્મ પાલનસે પ્રભુ રાજી, જગતમેં કીર્તિ ભર ગયે–આ
અપને મનકી આશાતૃષ્ણા, બિનાંનનકો બંધન કરતા;
'જમનાદાસ' પ્રભુ પ્રીત્યથે, જીવે તો હરિ દુઃખ હરતા–આ



રાગ—પીલુની ઠુમરી ૨ કિર્તનો સુધી.

નાથ શરણુ તારે, આવ્યો છું આવારે રે—ટેક.

ગર્ભવાસમાં હતો જ્યારે હું પોકાર એકજ હતું તુંહી તું;
મૃત્યુ પછી પણ એક હરિ તું, એજ સગો જીવતે તું મ્હારે-નાથ
અંધકારમાં તું નહીં ભાસે, નિજજનને તો ખરે પ્રકાશે;
શ્રી ગુરૂ શરણે જે થાશે જન્મ મૃત્યુથી તારે રે,-નાથ
વંદન છે આ ઓ યદુનંદન, ભવભય હારી દેવકીનંદન;
છે શરણાંગતને ભીડભંજન, તેને તું ન બાળે રે-નાથ
તું તો જાણે છે અંતરને, નચાવી રહ્યા સૌ જંતરને;
જાણ્યું ગુરૂ મુખથી મંતરને 'જમનાદાસ' ઠારેરે-નાથ



રાગ—પીલુની ઠુમરી.

અહંકાર ઝેરી નાગ.

ઝેરી નાગ મનમાં હુંકારી કરડે વારવારી રે—ટેક
અહંકાર છે ઝેરી નાગ, હું મારૂં એને દ્વેષ રાગ,
સાવધાન જીવ એથી જાગ, કોઇક ડૂબ્યા નર નારીરે—ઝેરી

અંદર કરડે બહાર કરડે, ક્રોધ રૂપમાં મોઢું મરડે;
શ્રી હરિને ઢાંકે છે હરદે, એનો ઝેર છે ભારીરે—ઝેરી

સામે થાતાં ફુંફાડા મારે, ત્રિવિધ તાપમાં સૌને બાળે,
ગુરૂ વિનાં કોણ એને વારે, જ્ઞાન ખડગ સંહારી રે—ઝેરી

સંશય રૂપે મનમાં ડંખે, પરધન પરસ્ત્રી પાપને ઝંખે;
પરનીંદાને ફુંકે શંખે, ભમાવે ખાણુ ચારી રે—ઝેરી

સારૂં થાય તો કહે મેં કીધું, અપયશમાં કહે મેં નથી લીધું;
શાવડે પાડે ખીરને પીધું, બીજાની ગુન્હેગારીરે—ઝેરી

ત્રણે જન્મે એહું પણું મરશે, હરિ દર્શન કરી ભવને તરશે;
પણ જો સમરથ ગુરૂ કરશે, 'જમનાદાસ' ઉધ્ધારીરે—ઝેરી



## રાગ—જોગીયા કે જીલ્લા ઠુમરી. ૩ કિર્તન સુધી.

### ઇશ્વરનાં નિર્ગુણ ને સગુણ બે સ્વરૂપો.

સગુણ નિર્ગુણ પ્રભુ, દો એક રૂપ હય,
મેરી નજર તો, સગુણ મેં અટકી. (ટેક.)

નિર્ગુણ ઉપાસના, ડુંગર ખાના, દેખ્યા બિન કયસે, લાગે ચટકી ?–સગુ

નિર્ગુણ મેં તો, કલેશ અધિક હય, શીરપે લોખંડ, રસકી મટકી–સગુ

ગોકુલવાસી, સાકાર પ્યાસી, હમરી ભક્તિ તો, હય પ્રગટકી–સગુ

પ્રગટ સ્વરૂપ ગુરૂ, સંત પ્રભુકા, ભેદ ન રાખું, અબ ઘુંઘટકી–સગુ
કૃષ્ણ દર્શન બિનાં શાંતિ નહીં હય, 'જમનાદાસ'કી બાત કયું પટકી ?-સગુ



## રાગ–જોગીયા, કે જીલ્લા ઠુમરી.

### દ્રષ્ટિ સુધારો, સૃષ્ટિ ન સુધરે.

દોરંગી દુનિયા, છે દિવાની, પ્રેમ પ્યાલી ના, સૌ પીવાની (ટેક)
આશાનાં સ્વપ્નાં, દુઃખ દીયે છે, બુદ્ધિ શક્તિને, આયુઃ લીયે છે–દો.
પીંડ પીંડમાં જુદી મતિ છે, દુનિયાની તો, આવી ગતિ છે–દો.
સ્વાન પુંછડી થાય ન સીધી, મોહ મદીરાની, પ્યાલી પીધી-દો.
જા ગમે ત્યાં, જ્યાં મન ફાવે, સૌને એક, કદી ના ભાવે–દો.
નાગા ગામે જે કપડે ફરે, નાગાઓમાં તે મુરખ ઠરે–દો.
દ્રષ્ટિ સુધારો, સૃષ્ટિ ન સુધરે, પ્રભુ કૃપાવિણુ, કયાંથી ઉગરે ?–દો.
જગ દોરંગીમાં, થા એકરંગો, 'જમનાંદાસ' હરિ ગુરૂ સંગી–દો.



## રાગ જોગીયા, જીલ્લા ઠુમરી.

### ગુરૂને જગાયા.

ગુરૂને મુજકો, પૂર્ણ જગાયા, આનંદકા ઘર, ઘટ મેં પાયા (ટેક)
અષ્ટ સખાકુ, જગાયા વલ્લભ, જગમેં ઐસે, માહાપ્રભુ દુર્લભ;
મીરાં કુ રોહી, દાસ બતાયા, આનંદકા ઘર, ઘટમેં પાયા–ગુરૂ.

પરીક્ષિતકુ શુકજી સુનાવે, ભાગવતસેં પ્રભુ ધામમેં જાવે;
ગોપીચંદકી અમર ભઇ કાયા, આનંદકા ઘર, ઘટમેં પાયા-ગુરૂ.

બહોત દીનોસેં, પત્તા પાયા, જાગ મચ્છંદર, ગોરખ આયા;
ધ્રુવકુ નારદ, મંત્ર જપાયા, આનંદકા ઘર, ઘટમેં પાયા-ગુરૂ.

ગેબી ત્રિજોરીકી, ગુરૂ દે ચાવી, શરણુ ભાવસે, જાતે ફાવી,
'જમનાદાસ'કું લાડ લડાયા, આનંદકા ઘર, ઘટમેં પાયા=ગુરૂ.



## રાગ—સીંહાનો કહાનરો.

સંત સમાગમ હય સુખદાઇ, ગુરૂ કે ચરણમેં શાંતિ સમાઇ. ટેક

નિગમ જાકો 'નેતિ' પુકારત, સો ગુરૂ મેરે ઘટ દીખલાઇ;
સબઘટમેં પ્રભુ ખેલ રહયો સો, શ્યામ સુંદર બ્રજરાજ કહાઈ-સંત

પૂર્ણ પુરૂષોત્તમ ક્ષર અક્ષરાતીત, જગત નચાવત કૃષ્ણ કન્હાઇ,
શીવસનકાદિ ઓર બ્રહ્માદિ, શેષ મહેશ ગણેશ ગવાઈ-સંત.

અગમ અગોચર અરૂપ અનામિ, અકળ અચ્યુત સ્વયં સુનાઇ,
એસો પદ ગુરૂ સંત બતાવત, કલીયુગમેં ભવરોગ દવાઇ-સંત.

પૂરણ ભાગ્યોદય હુવો જાકો, તાકી હોત હય સંત સગાઇ.
કૃષ્ણચંદ્રને સાક્ષી પૂરાઇ, 'જમનાંદાસ' ને પાઈ સુનાઈ-સંત.



## રાગ—સીહાનો કહાનરો.

ગોવર્ધન ઠાકોર કનૈયા, ગોવર્ધન ઠાકોર કનૈયા (ટેક)
કૃષ્ણ કનૈયા, બંસી બજૈયા નિષ્કામી કે હૃદયે બસૈયા–ગો.
વિશ્વ રચૈયા, બાળક હૈયા. માયા ત્રિગુણમેં જીવ ફસૈયા–ગોવ.
આસુર ડુબૈયા, દૈવિ તરૈયા, ખેલત ઐસો ખેલ ભૈયા–ગોવ.
યશોદા મૈયા, સબ સુખ દૈયા, 'જમનાંદાસ' સેવા સુખ લૈયા–ગો.



## રાગ—સવૈયા. ૧૧ સુધી.

ઇશ્વર સ્તુતિ

જયજગ વંદન, શ્રીયદુનંદન, ભવભીડભંજન તારહણહારી;
જયદીનાનાથ, રહો ભકત સાથ, ચાહું તુજ બાથ શ્રી ગીરધારી;
જય જગપાલક, સૌ તુજ બાલક, વિશ્વનો માલક, ભકત ઉધ્ધારી;
જય દીનબંધુ, કરૂણાંનો સીંધુ, ચહું કૃપાબીંદુ, હું 'દાસ' ભિખારી. ૧

હે પ્રભુ સ્વામિ, તું અંતર્યામિ, છે વૈકુંઠગામી, શરણ પડી દાસ;
હે હરિત્રાતા, તૂં છે મુક્તિ દાતા, ને છો પીતા માતા, વૃંદાવનવાસી;
કરૂણાંનો સાગર, રેડજે સાગર, પધારો આ, ઘર, દર્શનપ્યાસી;
ગરૂડ દોડાવી, અમો 'દાસ' છોડાવી, તુજમા જોડાવી, કાપો જમ ફાંસી ૨

શ્રીજી કૃપાળુ, સ્વરૂપ રૂપાળું, તૂં છે હાં દયાળુ, રેજો સદા રાજી;
કૃપાનો ભિખારી, માગું વારવારી, હે નંદ દુલારી, વસો માથે ગાજી,

તારો તવ હાથે, રાખો આપ સાથે, જીવું તુજ માટે, પલટાવોને બાજી;
છું પ્રભુ ત્હારો, 'જમનાદાસ' વારો, કહો 'છે તું મ્હારો,' ના કહો નાજી ૩

કૃષ્ણ કનૈયા, હાં બંસી બજૈયા, હો મનકુ હરૈયા, રાસ રચૈયા;
વૃંદાવન જૈયા, ચિત્તચોર લૈયા, ગોપી સુખદૈયા, મોર પપૈયા;
મીરાંબાઈ મૈયા, પ્રહલાદજી ભૈયા, ઓર નરસૈંયા, યે દૈવિ તરૈયા;
પાપી ફસૈયા, આસુર ડુબૈયા, યે લીલા રમૈયા, 'દાસ' બોલૈયા. ૪

હે પરમેશ્વર, તૂં અખિલેશ્વર, દિનદિનેશ્વર, રાખજો મ્હેર,
હે જગદીશ્વર, કૃષ્ણ યોગેશ્વર, શ્રી હૃદયેશ્વર, કરો લીલા લ્હેર,
હે શ્રી કૃષ્ણેશ્વર, છે તૂં રામેશ્વર, પ્રાણ પ્રાણેશ્વર, કરો નહીં દેર;
હે વિશ્વેશ્વર, માહામહેશ્વર, 'દાસ'નો ઈશ્વર, પધારોને ઘેર. ૫

હે નંદલાલ, તૂં દિન દયાલ, છે જગત ઉજાલ, કરોને ઉજાળું;
હે શ્રી ગોપાલ, તું યશોદાલાલ, ટાળોને જંજાલ, ઉડાડે અંધારૂં;
ભકત પ્રતિપાલ, થયો છું કંગાલ, રાખો જરા ખ્યાલ, પરમકૃપાળુ;
હે વિશ્વપાલ, બન્યો છું બેહાલ, કરોને નીકાલ, છો 'દાસ' દયાળુ. ૬

હે બદ્રીનાથ, તૂં શ્રી રામનાથ, દ્વારકાંનાથ, ખેલે છે તું ન્યારો;
હે જગન્નાથ, અનાથનો નાથ, ને નાથનો નાથ, લાગે બહુ પ્યારો;
હે દિનાનાથ, ને ત્રિલોકી નાથ, તું શ્રીજીનાથ, વિનાં નથી આરો;
હે ગોપીનાથ, બ્રહ્માંડનાં નાથ, 'જમનાંદાસ'નાથ દયાદિલ ધારો. ૭

હે કિરતાર, તું સર્જનહાર, ચોવીશ અવતાર, અજબ તારી લીલા;
હે નિરાકાર, વળી છે સાકાર, ઉતારે ભૂભાર, પાપી કરે ઢીલા;

હે સરકાર, સચ્ચિત ૐકાર, આનંદ પારાવાર, ખસે માયા શીલા;
હે જય જયકાર, બાવનથકી બ્હાર, 'જમનાદાસ'તાર ગુરૂ જ્ઞાન ખીલા ૮

હે જગત્રાતા, તુંહી મુકિતદાતા, તુંહી પીતા માતા, વદે વેદ બાનિ;
શાંતિ પ્રદાતા, વિશ્વવિધાતા, તારક ત્રાતા, ભજે ભકત જ્ઞાનિ;
હે સુખ દાતા, અંતર જ્ઞાતા, ના તોડો નાતા હોતી અમ હાનિ;
હે પ્રેમ પાતા, 'જમનાદાસ' ગાતા, તુજપાસ આતા, ખુલે બાત છાનિ ૯

શ્રી ગીરધારી, કુંજબિહારી, શ્રી મનોહારી, તજી ઔર લીન;
દુનિયા બિચારી, કીયે નરનારી, કી હય ગુન્હેગારી, મંદમતિ હીન,
કૃષ્ણુ મુરારી, વિશ્વવિહારી, પૂર્ણાવતારી, 'જમનાંદાસ' દીન;
નંદ દુલારી, છબી દિલધારી, જય બલીહારી, વદે વાર તીન. ૧૦

જય પ્રેમ અંજન, મુનિમન રંજન, શ્રી વૃજકુંજન, નંદ દુલારી;
જય શ્રી નિરંજન, શ્રી ભીડભંજન, ગર્વવિગંજન, શ્રી ગીરધારી;
જય યદુનંદન, દેવકીનંદન, જય મનમંજન, કૃષ્ણુ મુરારી;
જય જગવંદન, કંસનિકંદન, 'જમનાંદાસ' જંન, જય બલીહારી. ૧૧

---

## રાગ—શાર્દુલ વિક્રીડિત છંદ. ૪ સુધી.

જેની ભકિતથકી અનેક તરી ગયા, તે છે પ્રભુ નાથજી;
જેને શરણુ જતાંજ થાય સદ્દગતિ, રહે છે હરિ સાથજી;
જેની પાસ જતાંજ વાણી મનને, બુધ્ધિ પાછાં ફરે;
'જમનાદાસ' ગાય શાંત સ્વરૂપ એ, જાણી વીરલા તરે. ૧

જય જય શ્રી જગનાથ વિશ્વવ્યાપ્ત પ્રભુ તું જય જય યદુનંદન;
જય જય શ્રી હરિ કૃષ્ણચંદ્ર વિભુ તું, જય જય ભવભંજન;
જય જય શેષ ગણેશ મહેશ સૌ રટે, જય જય જગત્તારક;
જય જય હો 'જમનાંદાસ' દીન વદે, જય ભકત ઉદ્ધારક. ૨

દિનાનાથ દયાલ શ્યામ હરિૐ, બ્રહ્માંડાધિપતિ,
પૂરણ કામ સત્ય નાંમ અનામિ, સીદ્ધિ અને શ્રી પતિ;
મંગલ રૂપ અનૂપ સત્ય સ્વરૂપ, યાચે સંતોને સતિ;
એવા જગતપીતા સદા હૃદય વસો, 'જમનાંદાસ'ની ગતિ. ૩

જ્ઞાનિ જ્ઞાન વડે પૂજે પ્રભુ ત્હને, યોગી જનો યોગથી;
ભકતો ભકિત વડે તપી તપ વડે, વૈશ્નવ રાજભોગથી;
પ્રેમી પ્રેમ વડે પ્રેમ સ્વરૂપ જુવે, ખુવે અહં ભાવ 'હું;'
જે છે 'નાથનેતિ' 'જમનાંદાસ,' નિર્ગુણ સગુણ એક તું. ૪



## રાગ—સવૈયા દુહા. ૩ સુધી.

કૃષ્ણ કે નાંમસેં કષ્ટ નષ્ટ ભયો, રાંમ કે નાંમ આરામ પાયો;
ગોવિંદ નાંમ સેં ગાંઠગરને લગી, વિષ્ણુ કે નાંમ વિશ્રામ ખાયો;
પ્રેમ સ્વરૂપ પુરૂષોત્તમ શ્રી પ્રભુ, ધ્યાનમેં પ્રેમસેં પૂર્ણ ન્હાયો;
દીનબંધુ શ્રી દાઉદયાલકા, રંક યે 'જમનાંદાસ' ગાયો. ૧

જા ઘટમેં ભગવાન પધારે, ઔરકો ધ્યાન કીયો ન કીયો;
સ્વાર્પણ ભયા જો દીન હોઇ, તીને ઔરકો દાન દીયો ન દીયો;

પુરૂષોત્તમ શ્રી કૃષ્ણકુ જાના તો, ઔરકો જ્ઞાન લીયો ન લીયો;
'જમનાંદાસ' પ્રભુ પ્રેમ પીયા, તીને ઔરકો પાન પીયો ન પીયો. ૨

કોઇ હરિ ભજો કોઈ રામ ભજો, કોઈ કૃષ્ણ પ્રભુ ભગવાન ભજો;
કોઇ વિઠ્ઠલ વિષ્ણુ નાથ ભજો, કોઈ પણ રીતે અહંભાવ તજો;
કોઈ વારિ–વોટર પાણી કહો, પ્રભુ એક પીતાની ભકિત સજો;
'જમનાંદાસ' અનેક રૂપે પ્રભુ એક, પણ સાચા ભાવથી ચાહજો. ૩



## રાગ—પ્રભાતિયું.

સુખ દુઃખ મનમાં ન આણીયે. જેવું

કર્તા એકજ છે શ્રી હરિ, જોઈ લે જીવ આ વિચારી;
નિમિત્ત માત્ર જીવાત્મા તું, એજ તરવાની બારી—કર્તા.
મારૂં શું થશે એવી ચીંતાઓ, કરવા તું નથી જન્મ્યો;
ચીંતા કરવી આત્મોધ્ધારની, તો પ્રભુને તું ગમ્યો—કર્તા.
હે જીવ તારા સૌ કોડાંઓ, પ્રભુ પુરા ન કરશે;
મેલી ઇચ્છાઓ ફળે નહીં, ઉલટું જનમીને મરશે—કર્તા.
ઇચ્છા કે અનીચ્છામાં સુખદુઃખ, સહેવા પડે જખ મારી;
શાંતિ રાખીને ભોગવી લઇ, નવાં કર્મ લે સુધારી—કર્તા.
તારા ષડરિપુમાં ફસ નહીં, ઈશ્વર પ્રાપ્તિનું એ પંથ;
જીવન દોરી હરિને દે, ધાર્યું થશે લક્ષ્મી કંથ—કર્તા.

ઇશ્વરે સૌ કરી રાખીયું, થવાનું ટાંણે દેખાય;
ખેલનારો તો ખેલી રહ્યો, અણુસમજુ અથડાય—કર્તા.

ભુત ભવિષ્યને ભુલી જઈ, ભજવા અંતર્યામિ,
જીવતાં જશ છાઈ અંતે મળે, 'જમનાદાસ'નો સ્વામિ—કર્તા.



## રાગ-સવૈયા-દુહા. કે યથારૂચી.

### આશા તૃષ્ણા અંગ.

આશા તૃષ્ણા નાગણી, સબ જગતકુ ખાતી રહી;
પરમ દુઃખ દે જીવકુ, ચાકર બના ત્રાસી રહી. ૧

જ્ઞાનસેં જો લાત મારે, વો શૂરસેં જાતી રહી;
બાકી ન છુટે જાનસેં, સ્મશાનમેં માટી રહી. ૨

તૃષ્ણા બડી હય ડાકણી, કભિ ન છુટે માનમેં;
સંતોષસેં યે જાતી હય, યા છુટે કબ્રસ્તાનમેં. ૩

જ્ઞાનસેં સંતોષ આવે, ગુરૂ જ્ઞાન દેવે દાનમેં;
પ્રભુ કૃપાસેં જાય 'જમના,દાસ' આત્મ ભાનમેં. ૪



## રાગ-સવૈયા દુહા કે યથારૂચી.

### જીંદગીની ચડ ઉતર.

પીપોડામાં અતિ હવા, તે જરૂર ફાટી જાય છે;
સૂર્ય જે બહુ તાપ તો, તે વર્ષા માટે થાય છે. ૧

ગુલાબ હદથી ખીલતા, તે માનજો કરમાય છે,
હદથી વધુ જે ગર્વ કરતા, તે નીચે પટકાય છે. ૨.

ભરતિઅતિ સાગરતણી, તે ઓટ માટે જાણજો,
પાન લીલું ઝાડનું, તે પીળું થાવા માનજો. ૩.

હદ જુવાનિ જોર ફાટયું. વૃધ્ધા થાવા ભાનજો,
'જમ્નાદાસ' પુર્ણચંદ્ર, ઘટશે ખરૂં નિશાનજો. ૪.



## રાગ-સવૈયા દુહા કે યથારૂચી.

### ઈશ્વર રચિત અનિવાર્ય દશા.

લક્ષ્મીતણાં ગુમાનમાં, ફરતા ફરે પલ સુખમાં.
કુદરત ફેરાવે સર્વને, નાંખે તેને બહુ દુખમાં. ૧.

નળરાય સરખા રાયને, ભમ્યા વને બહુ ભુખમાં,
કાળ ક્રમ ચઢીને પડે, મારે છે ડુચો મુખમાં. ૨.

જન્મે તેનું મરણ હાં, ચીરંજીવી ના કોય છે,
માથું પછાડી લોહી કાઢે, દશા એક ના હોય છે. ૩.

સમાન રહો સુખ દુખમાં, પ્રભુનાંમને જે દોહય છે,
ગુરૂની દીધેલી જ્ઞાન દ્રષ્ટિ, 'જમનાદાસ' જોય છે. ૪.

— ———

## રાગ-ભુજંગી છંદ.

અહો જાગીને જીવ થા સાવધાન, તું કોણને કયાંથી એ રાખ ભાન,
ધરી લે સદા અંતરે કૃષ્ણ ધ્યાન, કરી લે પ્રભુ પ્રેમનું પ્રીતિ પાન. ૧

એક જન્મે બીજો મરે એવી રીતિ, અનાદિથીએ નાથની અથઇતિ,
તેથી લક્ષ્મી ચંચલ ગણી દેવું દાન, કરી લે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન ૨

હરિએ કીધી સો સગાઈની જોડી, હરિએ જોડીને હરિએજ તોડી,
વૃક્ષપરનાં પંખીવત સો મેમાન, કરી.લે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન ૩

હસે જયારે ધાર્યા પ્રમાણે ચ્હડે છે, રડે જયારે તે જીવ નીચે પડે છે
હરિ હુકમે લાભને નુકસાન, કરી લે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન. ૪

કાળ ખાય છે ચક્રવર્તી અમીર, તો ત્હારી શી વાતને શું શરીર ?
ભજી લે ભકિત ભાવથી ભગવાન, કરી લે પ્રભુપ્રેમનું પ્રતિપાન. ૫

તજી દે વિવેકે જે હોયે નકલ, ગ્રહી લે સેવાધર્મ કૃષ્ણ અસલ,
સજી રાખજે લક્ષ્યનું ૐ નિશાન, કરી લે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન ૬

રીઝાવ્યા પ્રભુને ખરે તે રીઝાણા, ખીઝાવ્યા પ્રભુને ખરે તે ખીઝાણા,
હાડમાંસનાં દેહનું શું ગુમાન ? કરીલે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન ૭

ચિત રાખવું સુખદુઃખે સમાન, પર ઉપકારે રહો ગુલતાન;
'જમનાંદાસ' દ્વારકાંનાથ તાન, કરી લે પ્રભુ પ્રેમનું પ્રીતિપાન. ૮



રાગ-છાયા ખમાચ. તાલ ૩.

વારી જાવું રે સાંવરીયા તોપે વારનારે. જેવું.

પ્રભુ પીતાને પ્રાર્થના.

મારા પ્રીતમપ્રાણ આધાર, પ્રભુજી તારજોરે,
દયાળુ સૃષ્ટિ સર્જનહાર, શરણ સંભારજોરે. મારા.

ત્રિલોકીનાથ છો વિશ્વનાં માલક, પ્રેમ દયામય સૌનાં પાલક;
સૌ આપનાં બાલક, દોષો ને ટાળજોરે મારા.

એક બીજામાં દ્વેષ ન રાખે, ઉપકારક થઇ ભક્તિ ચાખે;
મધુરા શબ્દો ભાંખે, સૌને ઉગારજોરે મારા.

થાય ન અતિવૃષ્ટિ અનાવૃષ્ટિ, રોગ ન થાય સુખી રહે સૃષ્ટિ;
કરો કૃપાની દ્રષ્ટિ, સ્વધર્મે સ્થાપજોરે મારા.

પોતપોતાનું સ્વધર્મ પાળે, આત્મબંધુનાં પ્રેમે નિહાળે;
આપની લીલા ભાળે, મતિએ આપજોરે મારા.

સૌને સુબુદ્ધિ દેજો સ્વામિ; 'જમનાદાસ' છીયે સકામી;
આપ શ્રી અંતર્યામિ, અરજી સ્વિકારજોરે મારા.



## શ્રી મંગલ ભગવત નામની ધુનો.

દરેક ધુન વારંવાર જપવાની છે.

૧ હરિૐ હરિૐ હરિૐ હરિ બોલ.

૨ ખેલે નારાયણ અસંગી, મેરા જન્માંતરસેં સંગી.

૩ જયશ્રી બાલકૃષ્ણલાલા, ભક્ત જનકુ પ્રાણ વ્હાલા.

૪ જયશ્રી કૃષ્ણ નંદદુલારી, રાધેશ્યામ શ્રી ગીરધારી.

૫ જપો શ્રી રામકૃષ્ણ હરિ, નર નહીં પાવે જન્મ ફરી.

૬ નટવર ગીરધર ગોકુલવાસી, કાપે શરણાંગતકી ફાંસી.

૭ સચ્ચિત આનંદ વિશ્વવિલાસી, રાખો દર્શનકી દિલપ્યાસી.

૮ જપો હરિરામ શ્યામ નામ, ઇચ્છા પૂરણ કરે તમામ,

૯ ચડાવો કૃષ્ણુનામ ખુમારી, નામસેં તર ગયે નર ઔર નારી.

૧૦ મુખસેં કૃષ્ણુ કૃષ્ણુ તું બોલ, પ્રભુજી પ્રગટે અંતર ખોલ.

૧૧ જપો શ્રી નારાયણુ નારાયણુ, જીવકુ નારાયણુ તારાયણુ.

૧૨ પીયો ગુરૂ ગમસેં કૃષ્ણુ બુટી, જાય પાપકી મટકી ફુટી.

૧૩ રાધેશ્યામ અંતર્યામિ, લક્ષ્મી નારાયણુ જગસ્વામિ.

૧૪ ગોવર્ધન પ્રભુજી પ્યારા, ખેલે ખેલ જગતસેં ન્યારા.

૧૫ વિઠ્ઠલ વિઠ્ઠલ બોલ ભાઇ, જય શ્રી વિઠ્ઠલ રૂખમાઇ.

૧૬ ગોવર્ધન ધ્યાન ધરજો, સેવાભકિત સુમરણુ કરજો;
પ્રભુને પાપથી ઉર ડરજો, શરણે કરૂણાંથી ભવતરજો.

ૐ શાંતિઃ  દિવ્ય પ્રેમઃ  આનંદઃ  જય પ્રભુઃ



જે કોઈ સદ્ગ્રહસ્થને આ કિર્તનાવળી પરમાર્થ માટે વહેંચવાની (વેચવાની નહીં) હોય, તો તેણે લેખક જમનાદાસ પ્રેમજી નાથાણીને મળવું, યા આગળ આપેલા શીરનામે લખવાથી સર્વ પ્રકારનો યોગ્ય બંદોબસ્ત કરી આપીશું.